# ગેટવે ઑફ ઇન્ડીઆ ઇતિહાસમાળા

વકીલ અને થુથી



## ઇતિહાસની વાતો ૨

લૉન્ગમેન્સ ગ્રીન ઍન્ડ કંપની, લીમીટેડ

# ગેટવે ઑફ ઇન્ડીઆ ઇતિહાસમાળા.

## પુસ્તક—બીજું.

કર્તા

પ્રોફેસર ચંદુલાલ વકીલ, એમ.એ., એમ.એસ્સી. (લંડન)

અને

ડૉકટર નોશીરવાન થુથી, ડી. ફીલ. (ઑકસફર્ડ)

મુંબઈ યુનીવરસીટી સ્કુલ ઑફ ઇકોનોમીકસ એન્ડ સોશ્યોલોજી



લૉંગમૅન્સ, ગ્રીન ઍન્ડ કંપની, લીમીટેડ.

૫૩, નીકલ રોડ, મુંબાઈ, ૧.

કલકત્તા, મદ્રાસ, લન્ડન, ન્યુયૉર્ક.

૧૯૩૧

# ઈતિહાસની વાતો.

## ભાગ બીજો.

### સાંકળીયું.

# પ્રસ્તાવના



પહેલા ભાગની પ્રસ્તાવનામાં આ ઇતિહાસમાળાના ઉદ્દેશો સમજાવવામાં આવ્યા હતા. પણ એમ જણાયું છે કે ચુંટી કાઢેલી વાર્તાઓ કઈ રીતે તે ઉદ્દેશો પાર પાડે છે તે ઘણા સમજી શકયા નથી. ઇતિહાસ શીખવવાની ચાલુ પદ્ધતિના ધોરણ પ્રમાણે, અહીં આપેલી વાતોમાં, ઇતિહાસના મુદ્દા ન દેખાય તો તેમાં આ ઇતિહાસમાળાનો દોષ નથી. આ વાતોની પરીક્ષા કરવા માટે પ્રથમ તો ઇતિહાસની વ્યાખ્યા પર ધ્યાન આપવું જોઈએ.

“ કોઈ પણ દેશનો ઈતિહાસ એટલે ત્યાંના લોકોના જીવનની, મનોરથોની, આદર્શોની, સુખદુઃખોની, ચડતી પડતીનું કથન.” એ વ્યાખ્યા પહેલા ભાગમાં સમજાવી છે. આવી જાતનો ઇતિહાસ શીખવામાં બાળકને રસ પડે તેટલા માટે શરૂઆતમાં વર્તમાનકાળની વાતો કહી ધીમે ધીમે તેને ભૂતકાળની વાતો સાથે જોડવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. બાળક મોટો થાય ત્યારે એટલે ઉપલા ધોરણમાં જાય ત્યારે ક્રમવાર ઇતિહાસ સહેલાઈથી સમજે અને શીખી શકે. પણ શરૂઆતમાં ઇતિહાસની ઝાંખી કરાવવા માટે તેની આજુબાજુ તે જે જોઈ રહ્યો હોય, અનુભવી રહ્યો હોય તેની વાતો કરી, તે વાતોના કારણભૂત ભૂતકાળના બનાવો સમજાવવામાં આવે તો તેમાં બાળક જરૂર વધારે રસ લઈ સમજી લે, અને તેથી તેની જિજ્ઞાસા પોષાય અને વિકાસ પામે. વળી કોઈ પણ બનાવ અમુક મહાન પુરૂષના વૃત્તાંત રૂપે ખડો કરવામાં આવે તો તે વાત બાળકના ખીલતા મગજમાં સહેલાઇથી ઉતરી જાય એ વાત સર્વમાન્ય છે.

આપણા દેશમાં નિશાળે શીખવા જતો દશ અગીઆર વર્ષનો બાળક પોતાની આજુબાજુ શું જુએ છે અને અનુભવે છે, તેનો ખ્યાલ કરીએ. પ્રથમ તો તેને અંગ્રેજોનું રાજ્ય આપણા દેશમાં છે તેનું ભાન થાય છે. હાથમાં પૈસો કે રૂપીયો લેતાં તેના પર અંગ્રેજ રાજાની છાપ તેને દેખાય છે. આપણા દેશના રાજ્યપ્રકરણની ભવિષ્યની પરિસ્થિતિ ગમે તે ઈચ્છીએ કે થાય પણ ચાલુ સ્થિતિ પ્રથમ સમજવાની બાળકને ખાસ જરૂર છે. કારણ ચાલુ સ્થિતિ સમજે તો તે કેમ આવી તે સવાલ થતાં ભૂતકાળના ઈતિહાસમાં તે રસ લે. અને ચાલુ સ્થિતિમાંથી હવે શું થશે એ સવાલ થતાં ભવિષ્યના સવાલો અને લોકમતના વલણો ગ્રહણ કરતો થાય.

આ કારણે પહેલા ભાગમાં પ્રથમ વાત રાજા અને રાણીની કરી. ભવિષ્યના રાજા તરીકે પ્રીન્સ ઑફ વેલ્સને બીજી વાતમાં ઓળખાવ્યા. મહારાણી વિકટોરીઆની વાતમાં હાલના રાજાની દાદીમાએ આપણા દેશપર ઘણાં વરસ સુધી રાજ્ય કરી બ્રિટીશ સામ્રાજ્યનું તેજ વધાર્યું તે વાત સમજાવી. હિન્દુસ્થાનમાં માત્ર અંગ્રેજનું રાજ્ય નથી. કેટલેક ઠેકાણે હિન્દી રાજ્યસ્થાનો છે. આવી સ્થિતિ સમજાવવા માટે હાલના કેટલાક હિન્દી મહારાજાઓની વિગત કહી. દક્ષિણમાં કોલ્હાપુરના અને ગુજરાતમાં વડોદરાના મહારાજા દાખલા તરીકે પસંદ કર્યા. તે બન્ને રાજાઓ વિષે થોડી ભૂતકાળની વાતો સમજાવવા શિવાજી મહારાજની વાત કરી, જેથી બાળકો સમજે કે શિવાજી મહારાજના આ રાજાઓ અમુક રીતે વારસ છે. હાલના હિન્દી મહારાજાઓના વધુ દાખલા આપતાં કાઠીઆ-વાડના જામશ્રી રણજીતસિંહજીની વાત કહી. મુંબઈ ઇલાકા

બહારના હિન્દી રાજા બાદશાહોમાંથી નિઝામ સરકારને ઓળખાવ્યા. નિઝામની વાત કરતાં ભૂતકાળની ઝાંખી કરાવવા ઔરંગઝેબની વાત કરી. તેથી બાળકો સમજે કે નિઝામ સરકાર મોગલ સલ્તનતના હાલના વારસ જેવા છે. આથી હિન્દુસ્થાનમાં મોગલ રાજ્ય હતું અને મરાઠાઓની સત્તા એક વખત ઘણી હતી એ બે વાત બાળકોના મગજમાં આવી જાય. તે ઉપરાંત એમ પણ સમજાય કે તે વખતની જાહોજલાલીની નિશાની રૂપ માત્ર છુટાં છવાયાં થોડાં હિન્દી રાજ્યો આજે અમુક સ્થિતિમાં છે. મોગલ રાજ્ય સ્થપાયું ત્યાર પહેલાં દેશમાં અંધાધુંધી હતી તેનો કાંઈક ખ્યાલ આપવા દશમી અને અગીઆરમી વાતોમાં રામદેવરાય અને કરણ વાઘેલાની વાતો કહી.

આપણી ઇતિહાસની વ્યાખ્યા પ્રમાણે રાજ્યદ્વારી પુરૂષો ઉપરાંત બીજા ક્ષેત્રમાં આગળ પડેલા પુરૂષોની વાતો કરવી જોઈએ. તેથી જેનું નામ આજે ઘડીએ અને પળે બાળકોના કાનપર પડે છે એવા સત્યવીર ગાંધીજીની ઓળખાણ કરાવી. ગાંધીજીની સમાજસુધારાની પ્રવૃત્તિઓ રાનાડેએ શરૂ કરેલી; અને તેમની રાજદ્વારી પ્રવૃત્તિઓ દાદાભાઈ નવરોજીએ શરૂ કરેલી; માટે આ બન્ને નેતાઓની વાતથી બાળકોને જાણીતા કરવાની જરૂર જોઈ. ગાંધીજીની ધાર્મિક પ્રવૃત્તિઓ પણ જુદી જુદી જગ્યાએ જુદી જુદી વ્યક્તિઓએ જગાડેલી. તેના દાખલા રૂપે નરસિંહ મ્હેતા, તુકારામ અને મીરાંબાઈની વાતો કરી. અને આ સંતોના જીવનની કેટલી અને કેવી ઉંડી છાપ આપણા હાલના જીવનપર છે તે સમજાવ્યું.

કોઈપણ દેશનો ઈતિહાસ શીખતાં આજુબાજુના બીજા દેશોની વાત ધ્યાનમાં રાખવી પડે તે ઉપરાંત આજના

જમાનાના દુનીયાભરમાં વ્યાપેલા શા શા બનાવો છે તે પણ થોડે અંશે સમજવું જોઈએ.

હાલનાં બાળકો આસપાસના વાતાવરણને પહેલાંનાં બાળકો કરતાં વધારે સારી રીતે સમજી જાય છે એમ કહી શકાય. માનવજાતને એકાકાર કરનાર આજની અનેક પ્રવૃત્તિઓની થોડી ઘણી પિછાન, ઘર, શાળા અને બહારના વાતાવરણને લીધે આજનાં જિજ્ઞાસુ બાળકો પોતાની મેળે કંઈ કંઈ રીતે મેળવી લે છે. તેથી આ ઇતિહાસમાળાની સ્વદેશથી માંડીને ચોખંડ ધરતીના છેડા સુધીના મનુષ્ય સંબંધોને સમજાવનારી પદ્ધતિ તેમને આનંદ આપશે. તે કારણે હિન્દુ-સ્થાનના પડોશી રાજા તરીકે અમાનુલ્લાખાનની વાત કરી, તથા લીગ ઑફ નેશન્સની પ્રવૃત્તિના પ્રેરક તરીકે પ્રેસીડંટ વિલ્સનની ઓળખાણ કરાવી.

આ પ્રમાણે બાળકનું ઇતિહાસ વિષેનું દૃષ્ટિબિંદુ બહોળું કર્યા બાદ બીજા અને ત્રીજા ભાગમાં પહેલા ભાગની વાતોને લીધે સ્ફુરેલી જિજ્ઞાસા પોષવાના ઉદ્દેશથી તે વાતોના સંબંધ અનુસાર બીજી વાતો ગોઠવી.

રાજા ઇંગ્લાંડમાં હોવાથી રાજ્ય કેવી રીતે ચલાવે છે એ સવાલનો જવાબ આપવા બીજા ભાગમાં લૉર્ડ આર્વિનની વાતથી શરૂઆત કરી. હાલના જમાનાના વાઈસરૉયની સાથે થોડી સરખામણી રૂપે અગાઉના એક વાઈસરૉય લૉર્ડ રિપનને બીજી વાતમાં ઓળખાવ્યા. રિપનની વાતમાંથી બાળક સમજી લેશે કે તેના વખતથી પ્રજાને સ્થાનિક રાજ્યકારભાર ચલાવ-વાની તક મળી. આપણો દેશ મોટો હોવાથી વાઈસરૉયથી બધું કામ થઈ શકે નહિ. માટે જુદા જુદા ઈલાકામાં ગવર્નરો

નીમવામાં આવે છે. મુંબાઈના ગવર્નર સર ફ્રેડરીક સાઇકસની વાત પરથી તે સમજાવ્યું. વાઈસરૉય અને ગવર્નરને મદદ કરવા માટે લોકોએ ચુંટી કાઢેલી સભાઓ હોય છે. તે હકીકત ધ્યાનમાં લાવવા શ્રીયુત વિઠ્ઠલભાઈ પટેલને દિલ્હીની એસેમ્બલીના પ્રથમ હિન્દી પ્રમુખ તરીકે ઓળખાવ્યા. આજની આવી રાજ્યપદ્ધતિ દાખલ કરવામાં કારણભૂત તરીકે મી. મોન્ટેગુ અને તેની અગાઉ લૉર્ડ મોર્લીની વાતો કરી. સાથે સાથે સેક્રેટરી ઑફ સ્ટેટ એટલે શું તે સમજાવ્યું. સરકારમાં ઉંચામાં ઉંચી પદવીએ પહોંચેલા હિન્દી લૉર્ડ સિંહની વાત મી. મોન્ટેગુના મદદનીશ તરીકે કરી.

અંગ્રેજી રાજ્યરચના હાલ કેવી છે તેની થોડી સમજ આ પરથી બાળકને પડતાં, અંગ્રેજો કેવી રીતે અહીં રાજ્ય કરતા થયા એ સવાલ જરૂર ઉભો થાય. તે સમજાવવા માટે ત્રીજા ભાગમાં ડેલહાઉઝી, વેલેસ્લી, હેસ્ટીંગ્સ અને કલાઇવની વાતો કરી. ઈસ્ટ ઈન્ડીઆ કંપનીની સત્તા વધારવામાં અને અંગ્રેજોને તાબે જુદા જુદા મુલકો કરી લેવામાં આ ચાર પુરૂષો મુખ્ય હતા. અંગ્રેજ તેમજ બીજી યુરોપીય પ્રજાઓ હિન્દમાં વેપાર અર્થે આવેલી. હિન્દુસ્થાનમાં તેઓએ કેવી રીતે શરૂઆત કરી તે સમજાવવા વાસ્કો ડી ગામાની વાત કરી. તે પહેલાં હિન્દુસ્થાન આવવાની કોશેશ કરતાં કોલંબસે અમેરિકા ખંડ શોધ્યો તે સમજાવ્યું. પ્રજાસત્તાક રાજ્યની પદ્ધતિ આજના જમાનામાં ચાલુ છે. તે શરૂ કરનાર અમેરિકાના વૉશીંગ્ટન અને ફ્રાન્સના નેપોલીઅનની વાતો કરી, તે સિદ્ધાંતની ઝાંખી કરાવી.

પહેલા ભાગમાં ઔરંગઝેબની વાતથી મોગલ રાજ્ય વિષે બાળકને થોડી સમજ પડશે. મોગલ રાજ્યની વધુ બીના જાણવા માટે શાહજહાન્, જહાન્ગીર, અને અકબર બાદશાહોની વાતો બીજા ભાગમાં કરી. સાથે સાથે નૂરજહાન્ અને જોધબાઈને પણ ઓળખાવ્યાં. સમ્રાટ અકબર જ્યારે અહીં રાજ્ય કરતા હતા ત્યારે ઇંગ્લાંડમાં રાણી એલીઝાબેથ રાજ્ય કરતાં. તે વખતથી ઇંગ્લાંડના લોકો પરદેશ જઈ આગળ વધવા લાગ્યા. તે વાત સમજાવવા રાણી એલીઝાબેથની વાત લખી. મુસલમાનો રાજ્ય કરવા લાગ્યા ત્યાર પહેલાં હિન્દુ રાજાઓ અહીં હતા. તેના દાખલા રૂપે પૃથ્વીરાજ, અશોક અને ચંદ્રગુપ્તની વાતો ત્રીજા ભાગમાં સમજાવી.

આજના જમાનાની વેપાર પદ્ધતિ પહેલાં કરતાં જુદી છે. કારખાનાઓમાં જથ્થાબંધ માલ બને છે. તેને દૂર દેશોમાં મોકલવામાં આવે છે અને તે ઝડપથી લઈ જવા લાવવાનાં આજે ઘણાં સાધનો છે. આગગાડી, છાપખાનાં, તારના તથા વાયરલેસના સંદેશા વગેરે હાલના જમાનાનાં સાધનો સમજાવવા માટે તે ચીજોને શોધનાર પુરૂષોની વાત બીજા ભાગમાં કરી. આ શોધોને પરિણામે હાલના જમાનાને ઝડપયુગ કહી શકાય તે સમજાવ્યું. ફોર્ડ અને જમશેદજી તાતા જેવા શાહુ વ્યાપારીની વાતોમાં એજ મુદ્દાઓ બીજી રીતે વિગતવાર સમજાવ્યા.

વિદ્વાન પુરૂષોના વિચારો તેમજ જીવનની અસર લોકો પર પડે છે. તે બતાવવા માટે બીજા ભાગમાં મીસીસ બેઝન્ટ, ટૉલ્સટોય અને રસ્કિનની વાતો કરી, તથા આ સ્ત્રી પુરૂષોનો આપણા દેશ સાથે સંબંધ બતાવ્યો. એજ મુદ્દાને અનુસરી કવિઓનાં જીવન કેવી રીતે લોકોપર અસર કરે છે તે બતાવવા

ત્રીજા ભાગમાં રવીન્દ્રનાથ ઠાકુર, કાલિદાસ અને શેકસ્પીઅરની વાતો લખી.

પહેલા ભાગમાં ધર્મનેતાઓની થોડી વાત કરેલી તેના સંબંધમાં બીજા ભાગમાં કબીર, પયગમ્બર મહુમ્મદ તથા કૃષ્ણ અને અર્જુનની વાતો, તથા ત્રીજા ભાગમાં ક્રાઈસ્ટ, જરથોસ્ત પયગમ્બર, બુદ્ધ ભગવાન અને રામ સીતાની કથાઓ કહી. આથી આપણા દેશમાં ચાલતા જુદા જુદા ધર્મ વિષે કાંઇક ખ્યાલ બાળકને આવશે. ધર્મના સિદ્ધાંતની અસર લોકજીવન પર કેટલી છે તે ન શીખાય તો ઇતિહાસ અધૂરોજ સમજાય.

પહેલો ભાગ છપાયો ત્યારબાદ બીજા અને ત્રીજા ભાગને બહાર પડતાં અમુક કારણોને લીધે વિલંબ થયો. તે અરસામાં આપણા દેશમાં મોટા બનાવો બન્યા. સત્યાગ્રહની ચળવળને લીધે હિન્દુસ્થાનના ભવિષ્યના રાજ્યકારભારનો સવાલ ઘણો મોટો થઈ પડ્યો. તે વિષે કાંઈક સમજ આપવા રામ્સે મેકડોનલ્ડની વાત લખી. કારણ અંગ્રેજી રાજ્યની મુખ્ય સત્તા આજે તેમના હાથમાં છે, અને આપણું રાજ્યપ્રકરણ અનુકુળ કરવા બ્રિટીશ સરકાર તરફથી પ્રયાસની જોખમદારી તેમને શીર છે. વળી પહેલો ભાગ છપાયા બાદ અફઘાનીસ્તાનમાં ફેરફાર થયો. અમાનુલ્લાખાનને પરદેશ જવું પડ્યું અને નાદીરશાહ રાજા થયા. તે વાત સમજાવવા નાદીરશાહની વાત લખી. તેજ પ્રમાણે વાઈસરૉય તરીકે લૉર્ડ આર્વિનની જગ્યાએ લૉર્ડ વીલીંગ્ડન આવ્યા છે. તેથી તેમની વાત ઉમેરવાની જરૂર જણાઈ.

આ ઉપરથી વાતોની પસંદગી અને ગુલગુંથણી કયા મુદ્દાથી અને કેવી રીતે કરવામાં આવી છે તે સમજાશે. તે સમજીને શિક્ષક આ વાતો બાળકોને શીખવશે તો બાળકોમાં ઇતિહાસના યોગ્ય સંસ્કાર જાગશે. તેથી ઇતિહાસમાં રસ લેતો થઈ તથા અનુક્રમે લખાયલા ઇતિહાસના સૂક્ષ્મ તંતુઓની ઘટના સમજી લઈ આપણો આજનો નાનો બાલકિશોર આવતી કાલનો દેશવિધાતા નીવડે એ અમારી અભિલાષા અને પ્રાર્થના છે.

ચંદુલાલ નગીનદાસ વકીલ
નોશીરવાન અરદેશર શુથી

મુંબાઈ, તા૦ ૧–૩–૩૧

---

# ઇતિહાસની વાતો

૧

## લૉર્ડ અર્વિન

હિન્દના બ્રિટિશ બાદશાહના મુખ્ય પ્રતિનિધિને વાઈસરૉય કહેવામાં આવે છે. સને ૧૯૧૧ સુધી તેમની રાજધાની કલકત્તામાં હતી. તે પહેલાં અસલથી હિન્દનું પાટનગર દિલ્હી હતું. થોડાં વરસ થયાં દિલ્હીને પાછું એનું જૂનું પદ આપવામાં આવ્યું છે. જૂનાં શહેરથી થોડે દૂર નવું દિલ્હી વસાવવામાં આવ્યું છે. તેનાં રચના અને બાંધકામ, મહેલો અને બાગબગીચા અંગ્રેજી જાહોજલાલીને પૂર ભપકામાં દીપાવી દે છે.

હાલના વાઈસરૉય લૉર્ડ અર્વિન અહીં આવ્યા તે પહેલાં ઈંગ્લાંડમાં ખેતીવાડીખાતાના પ્રધાન હતા. આપણા દેશમાં ખેતીનો ધંધો મુખ્ય છે. તેથી લૉર્ડ અર્વિન ખેતી ઉપર ખાસ ધ્યાન આપી તેના સુધારા માટે યોગ્ય પગલાં લેવાની કોશેશ કરી રહ્યા છે.

સને ૧૯૨૭માં ગુજરાતમાં ધોધમાર વરસાદથી મોટી જળરેલ આવેલી. તેમાં ખેડુતોને ઘણું નુકસાન ગયું. તે વખતે લૉર્ડ અર્વિન ખેડુતોની દુઃખી દશા જોવાને આવેલા.



લૉર્ડ અર્વિન

(સીમલાના ફોટોગ્રાફર ઑલબર્ટ જેંકીન્સના સૌજન્યથી)

દેશના રાજ્યકારભારની જોખમદારી વાઈસરૉયને માથે છે. તેથી તેમને કુલ બાદશાહી સત્તા આપવામાં આવી છે. તેમના કામમાં મદદ કરવા સાત અથવા આઠ સભ્યોનું પ્રધાનમંડળ નીમવામાં આવે છે. આમાંના અર્ધા ઘણાખરા હિન્દી હોય છે. રાજ્યકારભારનાં જુદાં જુદાં ખાતાંઓ જુદા જુદા પ્રધાનોને સોંપવામાં આવે છે. પણ બધાં ખાતાંઓ તરફથી જે કાંઈ થાય તે ગવર્નર જનરલ ઇન કાઉન્સીલની જોખમદારીથી થયેલાં જાહેર કરવામાં આવે છે.

આવી રીતે ચાલતા રાજ્યકારભારમાં લોકમત જાણવા સારૂ બે મોટી સભાઓ દિલ્હીમાં વખતોવખત ભરવામાં આવે છે. તેમાંની એક ધારાસભા અને બીજી રાજસભા. ધારાસભામાં લોકોના પ્રતિનિધિઓની બહુમતી હોય છે. રાજસભામાં મોટે ભાગે શ્રીમંતોના પ્રતિનિધિઓ હોય છે. આ સભાઓનાં કામમાં વાઈસરૉય જાતે ભાગ લેતા નથી. પણ તેમના તરફથી ઉપર જણાવેલા પ્રધાનો કામ કરે છે. મોટભાગે આ સભાઓના ઠરાવો પ્રમાણે રાજકારભાર ચલાવવાની કોશેશ થાય છે. પણ તેમ કરવાને વાઈસરૉય બંધાયેલા નથી. તે ઠરાવોની વિરૂદ્ધ અમલ ચલાવવાની જરૂર લાગે તો તે માટે તેમને સ્વતંત્ર સત્તા છે.

તેમની મુદ્દત પૂરી થતાં લૉર્ડ અર્વિન ઇંગ્લાંડ જશે, અને લૉર્ડ વિલીંગ્ડન વાઈસરૉય થશે. તેમની વાત આપણે ત્રીજા ભાગમાં કરીશું

૨

# લૉર્ડ રિપન

હિન્દના વાઈસરૉયની સત્તા ઘણી. એટલે ધારે તો લોકહિત પણ ઘણું કરી શકે. આવી રીતે હિન્દ સ્વાશ્રયી



લૉર્ડ રિપન

બને તેવું રાજતંત્ર ઉભું કરવાની પહેલ લૉર્ડ રિપનથી થઈ. સને ૧૮૮૦ થી ૧૮૮૫ સુધી તેઓ વાઈસરૉય હતા.

દરેક શહેર તથા નાના મોટા ગામની સુખશાંતિ માટે વહીવટ કરવાની જરૂર રહે છે. બધાંને નિર્મળ હવાપાણી મળી રહે, રસ્તા સુઘડ અને સાફ બને, રાતે રસ્તે દીવાબત્તીની રોશની થાય, ઘર આંગણાં ચોકખાં રહે અને ગંદકીનો નિકાલ થાય, નાનાં બાળકોની કેળવણી માટે યોગ્ય શાળાઓની વ્યવસ્થા થાય, વગેરે લોકોપયોગી કાર્યો કરવા માટે નાનાં સરખાં સ્થાનિક રાજ્યતંત્રની જરૂર પડે. આ કારભાર ગામના લોકો પોતાના પ્રતિનિધિઓને સોંપે. તેઓ ગામની જરૂરીઆત પ્રમાણે યોગ્ય રીતે સ્થાનિક કારભાર ચલાવે એ ઇચ્છવા જોગ છે. મ્યુનીસીપાલીટી, લોકલ બોર્ડ, ગ્રામપંચાયત, વગેરે જુદાં જુદાં નામોથી આવા તંત્રોને ઓળખવામાં આવે છે.

હાલના જમાનામાં રાજ્યકારભાર પ્રજાના પ્રતિનિધિઓ ચલાવે તેવી પદ્ધતિ બધે ચાલુ થઈ છે. તેવા હક ભોગવવાની માંગણી આપણા દેશમાં ઘણા વરસો થયા ચાલુ થઈ. આવા હકો જુદે જુદે વખતે થોડા પ્રમાણમાં આપણી પ્રજાને મળતા ગયા. આ હકોનું પ્રથમ પગથિયું લોર્ડ રિપને બાંધ્યું એમ કહીએ તો ચાલે. કારણ ઉપર જણાવ્યા તેવા સ્થાનિક રાજ્યતંત્રો પ્રજાના પ્રતિનિધિઓ તરફથી ચલાવવાની શરૂઆત તેમણે કરી.

મોટા રાજ્યકારભાર ચલાવવાની તક મળતા પહેલા આવી નાની લોકસંસ્થાઓનો કારભાર ચલાવવાનો અનુભવ મળે તો તેમાં જુદા જુદા ગુણો પ્રકટે, અને તેથી

મુખ્ય રાજ્યકારભાર મેળવવાની લોકોની ઇચ્છાને બળ મળે. આવી રીતે આ સંસ્થાઓનો કારભાર ચલાવવાની ઘણા વરસ થયાં પડેલી ટેવ અને તેને લગતો અનુભવ, દેશના નેતાઓને રાજ્યકારભાર હાથમાં આવે ત્યારે તે યોગ્ય રીતે ચલાવવાને જરૂર કામ લાગે. દરેક દેશમાં આવા નાના લોક-તંત્રો હોય છે. તેથી લોકોપયોગી કામો થાય છે અને સાથે સાથે મોટાં રાજ્યતંત્રોમાં ભાગ લેવાની લાયકાત મેળવવાના સાધન મળે છે.

## ૩

## સર ફ્રેડરીક સાઈકસ

હિન્દુસ્થાન ઘણો મોટો પ્રદેશ છે. તેથી અસલના જમાનાથી તે ભરતખંડ કહેવાય છે. લગભગ યુરોપખંડ જેટલો તે વિશાળ છે. દુનીઆની એકંદર વસ્તીનો પાંચમો ભાગ એટલે બત્રીસ કરોડ માણસ આપણા દેશમાં વસે છે. આવા મોટા દેશનો રાજ્યકારભાર કાંઈ એકલા વાઈસરૉયથી ચલાવી શકાય નહિ. તે માટે આખા દેશના આઠ મોટા ભાગ પાડ્યા છે. તેમાંના દરેકને પ્રાંત કહેવામાં આવે છે. દરેક પ્રાંતનો રાજકારભાર ચલાવવા માટે ગવર્નર નીમવામાં આવે છે. હાલ આપણા પ્રાંતના એટલે મુંબાઈ ઇલાકાના ગવર્નર સર ફ્રેડરીક સાઈકસ છે.



સર ફ્રેડરીક સાઈક્સ

પક્ષીની માફક માણસ હવામાં ઉડી શકતું નથી. છતાં વિમાનમાં બેસી હવામાં મુસાફરી કરી શકાય તેવી શોધખોળ હમણાં થોડાં વરસ થયાં થઈ છે.

સને ૧૯૧૪ ની યુરોપની મોટી લડાઈ દરમીઆન આ શોધખોળને ઘણું ઉત્તેજન મળ્યું. કારણ કે વિમાનમાં બેસી દુશ્મનો પર ઓચિંતો હલ્લો કરવાની કળા તે વખતે ચાલુ થઈ. પણ વિમાનો કંઈ લડાઈટંટામાંજ કામ આવે એમ નથી.

વિમાનમાં બેસી ઘણી જલદીથી મુસાફરી કરવાના પ્રયોગો થઈ ચુક્યા છે. વળી વિલાયત અને હિન્દ વચ્ચે વિમાન મારફતે ટપાલ તથા મુસાફરોની આવજા શરૂ થઈ છે. આપણા દેશના કેટલાક સાહસિક માણસો પણ વિમાનમાં ઉડવાના પ્રયોગો કરી રહ્યાં છે. સર ફ્રેડરીક સાઈકસ ઈંગ્લાંડના વિમાનખાતાંના મોટા અમલદાર હતા. તેથી આ બાબતપર તેઓ ખાસ ધ્યાન આપે એ દેખીતું છે. મુંબાઈના જુહુ પરાંમાં હવાઈ સફર માટે વિમાન વગેરેની સગવડ રાખવામાં આવી છે. વિલાયતથી હિન્દ આવતાં વિમાનો કરાંચીમાં ઉતરે છે.

જેમ વાઈસરૉયને મદદ કરવા પ્રધાનમંડળ છે તેમ ગવર્નરનું પ્રધાનમંડળ પણ જુદું. તેમના પ્રધાનમંડળના સાત સભ્યોમાંના ત્રણ જણ ઈલાકાની ધારાસભામાંથી પસંદ થાય છે. આ ત્રણે ખાતાંનો કાર્યવ્યવહાર ધારાસભાના મત

પ્રમાણે બાંધવામાં આવે છે. બાકીના પ્રધાનો ધારાસભાના મતથી બંધાયેલા નથી. આથી થોડા પ્રધાનો લોકમતથી બંધાયેલા અને બાકી લોકમતથી સ્વતંત્ર, આવું રાજતંત્ર આજ સુધી ઈલાકામાં રાજ ચલાવી રહ્યું છે. તે પદ્ધતિનો અંત આણી પ્રજામત પ્રમાણે ઈલાકાનો કારભાર ચાલે તેવો ફેરફાર કરવાની ગોઠવણ કરવાના ઠરાવ થઈ ચુક્યા છે.

૪

## વિઠ્ઠલભાઈ પટેલ

રાજ્યકારભારના મુખ્ય અંગ તરીકે સકલ હિન્દની તેમજ દરેક ઈલાકાની ધારાસભાઓ કામ કરે છે. તે આપણે આગળ જોઈ લીધું. આ દરેક રાજ્યસંસ્થા પોતાના પ્રમુખને નીમે છે. આવી પદ્ધતિની શરૂઆતમાં પ્રમુખ તરીકે કામ કરનાર ગૃહસ્થની જોખમદારી મોટી રહે. કારણ કે તેમને વખતોવખત અગત્યની બાબત પર ચુકાદો આપવો પડે. ઈલાકાની ધારાસભાના પ્રમુખ કરતાં વડી ધારાસભાના પ્રમુખની જોખમદારી કુદરતીજ વધુ હોય. આ કારણથી સને ૧૯૧૯ ના કાયદા પ્રમાણે દિલ્હીની વડી ધારાસભાના પહેલા પ્રમુખ તરીકે બ્રિટિશ પાર્લામેન્ટની રાજ્યપદ્ધતિના અનુભવી સર ફ્રેડરીક વ્હાઈટને નીમવામાં આવેલા. તેમણે ચાર વરસ કામ કર્યું. ત્યારબાદ વડી સભાને પોતાના સભાપતિ નીમવાનો

અધિકાર મળ્યો. જાણીતા હિન્દી શ્રીયુત વિઠ્ઠલભાઈ પટેલ આવી રીતે પ્રમુખપદ પામ્યા.



**વિઠ્ઠલભાઈ પટેલ**

ધારા સભાના પ્રમુખના લેબાશમાં

(નવા દીલ્હીના ડી. પી. આઈ. ના સૌજન્યથી)

વિઠ્ઠલભાઈ ગુજરાતના ખેડા જીલ્લાના નડીઆદી પાટીદાર ગૃહસ્થ છે. પ્રમુખ થયા પહેલાં તેમણે સરકારી અને જાહેર સેવામાં આગળ પડતો ભાગ લીધો હતો. મુંબાઈ ઈલાકાની ધારાસભામાં તેમણે ખંતથી કામ કર્યું. દરેક વિષયનો પૂરો અભ્યાસ કરી તે બાબતપર સરકારને

વારંવાર સવાલો પુછી લોકમતની જાગૃતિ કરવામાં તેમણે ઘણી બાહોશી બતાવી. વળી મુંબાઈની મ્યુનીસીપાલીટીની વરસો સુધી સભ્ય તરીકે અને પાછળથી પ્રમુખ તરીકે પણ તેમણે સેવા બજાવી હતી.

વડી ધારાસભામાં જુદા જુદા મતવાળા સભ્યોના પક્ષ બંધાય છે. તેમાં હિન્દી મહાસભાના પક્ષના પંડિત મોતીલાલ નેહરૂ સાથે વિઠલભાઈ નેતા તરીકે કામ કરતા. પ્રમુખપદે ચુંટાયા બાદ તટસ્થ રહી તેમણે બધા પક્ષો સાથે સમાનવૃત્તિ જાળવી. વળી ધારાસભામાં ઘણા પક્ષો. તેથી જુદા જુદા અને સામસામા મતો વારંવાર સંભળાય. આમાં પ્રમુખે નિર્ણય આપવો રહ્યો. આવી આવી કઢંગી સ્થિતિમાં દુનીઆની કોઈપણ પાર્લામેન્ટ અથવા ધારાસભાને શોભે એવું સુંદર કામ તેમણે કરી બતાવ્યું. તેમના મતથી કેટલાક જુદા હોય, પણ તેમના કામ માટે તથા તેમની નીડરતા માટે તો સર્વનેજ માન. કોઈનાં દબાણ કે ભલામણથી પોતાના કામમાં એ જરા પણ ડગતા નહિ. આમ ધારાસભાની ઈજ્જત અને સત્તા જાળવવા માટે વિઠ્ઠલભાઈ કોઈ પણ જોખમ ખેડવા તૈયાર રહેતા. આમ કરવામાં તેમને ઘણીવાર કટોકટીના સમયમાંથી પસાર થવું પડતું. પણ દરેક વખત તેઓ પોતાને ખરૂં લાગે તેજ કરીને લોકમત પર ઉત્તમ છાપ પાડતા.

સને ૧૯૩૦ માં ચાલેલી સત્યાગ્રહની ચળવળને અંગે

ધારાસભામાંથી ઘણા જાણીતા લોકમતદાર સભ્યોએ રાજીનામાં આપ્યાં. આથી ધારાસભાનો મોભો તૂટયો. તેથી વિઠ્ઠલ-ભાઈએ પ્રમુખપદનું રાજીનામું આપ્યું. ત્યારબાદ સત્યાગ્રહની ઝુંબેશમાં જોડાઈ આખરે ઓાતરાતી દિવાલો પાછળ પૂરાઈ ગયા. ત્યાં ચાલુ માંદગીને વશ થવાથી તેમને છોડી મુકવામાં આવ્યા.

૫

## એડવિન મોન્ટેગુ

આપણે અગાઉ જોયું કે અંગ્રેજ બાદશાહ પ્રજાપ્રિય હોઈ ઇંગ્લાંડમાં પોતાની પ્રજાની સંમતિથી રાજ કરે છે. ખરી રીતે અંગ્રેજી રાજ્યપદ્ધતિ તપાસીએ તો જણાઈ આવે કે લોકોના પ્રતિનિધિઓ બ્રિટિશ સામ્રાજ્યનો રાજ્યકારભાર ચલાવે છે. ઇંગ્લાંડના તેમજ અંગ્રેજી સલ્તનતના રાજકીય વિષયો પર વિચાર કરી રાજ્યની જોખમદારી ઉઠાવનાર સભાને પાર્લામેન્ટ કહેવામાં આવે છે. પાર્લામેન્ટના બે ભાગ છે. એકને હાઉસ ઑફ કૉમન્સ એટલે દીવાને આમ, અને બીજાને હાઉસ ઑફ લૉર્ડ્સ એટલે દીવાને ખાસ કહેવામાં આવે છે. આમની સભામાં લોકોના ચુંટી કાઢેલા સભ્યો બેસે છે. અને ખાસની સભામાં લૉર્ડ્સ એટલે અમીરો કામ કરે છે.

દીવાને આમની સત્તા ઇંગ્લાંડના રાજબંધારણ પ્રમાણે વધુ રહે છે. તેથી આમની સભામાં જે પક્ષની બહુમતી હોયા તેમાંથી કેબીનેટ એટલે પ્રધાનમંડળ બને છે. બધે રાજકારભાર આ મંડળ ચલાવે છે.

તે મંડળના સભાસદોમાંના દરેકને શિર રાજ્યનાં જુદાં જુદાં ખાતાંઓની જોખમદારી રહે છે. વડા પ્રધાનને માથે સામાન્યરીતે બધી જુમ્મેદારી રહે છે. હિન્દના રાજ્યકારભાર માટેનું ખાતું જુદું હોય છે. તે ખાતાંના પ્રધાનને સેક્રેટરી ઑફ સ્ટેટ ફૉર ઇન્ડીઆ, એટલે હિન્દ માટે જોખમદાર મંત્રી કહેવામાં આવે છે. હિન્દુસ્થાનના રાજ્યકારભાર પર તેઓ દેખરેખ રાખે છે. તેમજ પાર્લામેન્ટમાં હિન્દ માટે કોઈપણ વિષયમાં એમની જવાબદારી રહે છે.

એડવિન મોન્ટેગુ નામે સેક્રેટરી ઑફ સ્ટેટ ફૉર ઇન્ડીઆ અથવા હિન્દના વઝીર થોડાંક વરસપર થઈ ગયા. હિન્દુસ્થાનને ધીમે ધીમે રાજ્યકારભારમાં ભાગ લેવાની સ્વતંત્રતા મળે એવો સિદ્ધાંત એમણે નક્કી કર્યો. વળી તે માટે શરૂઆત પણ તેમણેજ કરી. આ બાબત તપાસ કરવા તેઓ હિન્દ આવેલા. અને તે વખતના વાઈસરૉય લૉર્ડ ચેમ્સફર્ડની સાથે મસલત ચલાવી તેમણે પાર્લામેન્ટને રીપોર્ટ કરેલો. તે રીપોર્ટને આધારે સને ૧૯૧૯ માં પાર્લામેન્ટે નવો કાયદો પસાર કર્યો. તેથી હિન્દુસ્થાનની હાલની રાજ્યપદ્ધતિ નક્કી થઈ. તેની રૂએ હિન્દીઓને થોડાક હક મળ્યા. આ

કાયદો શરૂઆતના મંડાણરૂપ હોવાથી બ્રિટિશ સરકારે એવું વચન આપેલું કે દશ વરસમાં ફરીથી તપાસ કરી કયો સુધારો કરવો અને તે કેમ અમલમાં મુકવો તે નક્કી કરવામાં આવશે. તેની તપાસ માટે પાર્લામેન્ટના સાત સભ્યોની



લૉર્ડ સિંહ

(કલકત્તાના જોન્સ્ટન અને હોફમેન કંપનીના સૌજન્યથી)

કમીટી સને ૧૯૨૮માં નીમવામાં આવી. તેના પ્રમુખ સર જૉન સાઈમન હતા. તેથી આ કમીટી સાઈમન કમીશન નામે ઓળખાઈ રહી છે. હિન્દીઓને સ્વદેશના રાજ્યકારભાર અને રાજ્યનીતિમાં વધુ હક આપવાનો સિદ્ધાંત મોન્ટેગુએ પોતેજ અમલમાં મુકયો. તેમણે ઘડેલો કાયદો પાર્લામેન્ટમાં પસાર કરાવવા માટે તેમણે લૉર્ડ સિંહને પોતાના મદદનિશ સેક્રેટરી તરીકે નીમેલા.

લૉર્ડ સિંહ હાઉસ ઑફ લૉર્ડ્સના પહેલવહેલા હિન્દી સભાસદ. સરકારી મોટી પદવીઓમાં હિન્દીઓને લેવાની શરૂઆત લૉર્ડ સિંહની નીમણુકથી થઈ એમ કહી શકાય. વાઈસરૉયના પ્રધાનમંડળમાં પહેલા હિન્દી એજ હતા. તેમજ બ્રિટિશ પાર્લામેન્ટમાં કામ કરી આવ્યા બાદ બિહાર અને ઓરીસ્સા પ્રાંતના ગવર્નર પણ થયા. તે ઉપરાંત સરકારમાં માનચાંદ પામ્યા પહેલાં લોકોને પણ તેમને માટે સારૂં માન હતું. આને લીધે તેઓ હિન્દી નેશનલ કોંગ્રેસના પ્રમુખ પણ નીમાયા હતા.

૬

## લૉર્ડ મોરલી

આગલી વાતમાં જણાવ્યા પ્રમાણે રાજ્યકારભારમાં હિન્દીઓને હક આપવાની શરૂઆત થોડા વરસ પર થઈ.

તેની પૂર્વે લોકમતને થોડેઘણે અંશે ધ્યાનમાં લઈ કામ કરવાની રાજ્યપદ્ધતિ હતી. આ પદ્ધતિ મીન્ટો–મોરલી સુધારાને નામે ઓળખાય છે. કારણ કે એ દાખલ થઈ ત્યારે લૉર્ડ મીન્ટો વાઈસરૉય, અને લૉર્ડ મોરલી હિન્દના વઝીર હતા. લૉર્ડ મોરલો ઘણા વિદ્વાન પુરુષ હતા. તેમણે રાજકીય અને બીજા વિષયો પર વિચારવંત પુસ્તકો લખ્યાં છે. ઈંગ્લાંડના જાણીતા નેતાઓ સાથે તેમને નિકટ સંબંધ હતો. તેથી રાજ્યવહીવટનો સારો અનુભવ તેમણે લીધેલો.

રાજ્યકારભારમાં હિન્દીઓને હક લેવા બાબતની લોક-પ્રગતિનાં મંડાણ આજથી સાઠેક વરસ પર થયાં. તેની અસર ધીમે ધીમે થઈ. સને ૧૯૦૯માં પાર્લામેન્ટે કાયદો પસાર કર્યો. તે પ્રમાણે થોડા પ્રમાણમાં લોકોના ચુંટી કાઢેલા પ્રતિનિધિઓ વાઈસરૉય અને ગવર્નરોને સલાહ આપવાની ધારાસભામાં નીમાયા. આ ધારાસભાઓના પ્રમુખ તરીકે વાઈસરૉય કે ગવર્નર કામ કરતા હતા. તેમાં લોકોના પ્રતિનિધિઓની સંખ્યા ઓછી. અને વળી ધારાસભાના ઠરાવો માત્ર ભલામણ રૂપ. તેથી તે પ્રમાણે રાજ્યકારભાર ચલાવવા રાજસત્તાના અધિકારીઓ બંધાએલા નહિ. આ પદ્ધતિનું પરિણામ એટલુંજ હતું કે લોકમંત શું છે તે અધિકારીઓ જાણે. તેમજ તેથી લોકમત જાહેર કરવાની તક લોકોના નેતાઓને મળે.

સર ફીરોઝશાહ મહેતા અને ગોખલે જેવા બાહોશ સભાસદોનો આવી સભાઓમાં સારો પ્રભાવ પડતો. હાલના કેટલાક નેતાઓ જેવાકે સર ચીમનલાલ સેતલવડ અને શ્રીયુત વિઠ્ઠલભાઈ પટેલ વગેરેએ તે વખતની ધારાસભાઓમાં પ્રજામતનો પડકાર કરવાને વખતોવખત બાથ ભીડી હતી.

## ૭

## શાહજહાન્

પહેલા પુસ્તકમાં આપણે ઔરંગઝેબની વાત કરી. ઔરંગઝેબના વખતમાં મોગલ રાજ્યની સત્તાનો કળશ ચઢયો. તેના મરણ બાદ મોગલ સત્તા ધીમે ધીમે પડતી ગઈ. પણ આવી મોટી રાજસત્તા કંઈ થોડા વખતમાં જામી નહોતી. તે કેવી રીતે સ્થપાઈ તથા તેને અંગે મોગલ બાદશાહોએ કેવી જાહોજલાલી ભોગવી તે હવે જોઈ લઈએ.

હિન્દમાં મોગલ રાજ્યની શરૂઆત બાબરે કરી. તેનો દીકરો હુમાયુન્. બાપે મેળવેલું રાજ્ય ટેકવી રાખતાં હુમાયુન્‌ને બહુ મહેનત પડી. તેણે થોડો વખત રાજ્ય ગુમાવ્યું. પણ તેણે પાછળથી તે પાછું મેળવ્યું. હુમાયુન્ જ્યારે સિંધમાં દેશવટો ભોગવતો હતો ત્યારે અકબરનો જન્મ

થયો. અકબરે મોગલ સત્તા ઘણી વધારી. અને આખા દેશમાં પોતાની આણ વર્તાવી. તેનો શાહજાદો જહાનૂગીર



શાહજહાન્

મોટે ભાગે મોજશોખમાં રહ્યો. મોગલ જાહોજલાલી આખી દુનીઆમાં પ્રસરી અમર રહે એવાં યાદગાર કામો શાહજહાને કર્યાં. ઔરંગઝેબ શાહજહાન્‌નો ત્રીજો શાહજાદો. શાહજહાન્ હુન્નરકળા અને કારીગરીનો તેમજ રોનકદાર શાહી ઈમારતોનો

બહુ શોખીન હતો. અકબરે એકઠી કરેલી મોગલ સલ્તનતની લખલૂટ દોલતનો ઉપયોગ આવાંજ કામોમાં તેણે કરી દીધો. દેશના બધા ખૂણેખાંચરેથી ચુનંદા કારીગરોને બોલાવ્યા અને કામે લગાડી દીધા. તેમજ બીજા મુલકોના કારીગરોને પણ આશરો આપ્યો.

આમ દિલ્હીના કિલ્લામાં મોતી મસ્જીદ બંધાઈ. દીવાને ખાસમાં રાજના અમીરો સાથે બાદશાહ મસલત ચલાવતા. તેમાં હીરામોતીનું મયૂરાસન મઢાવ્યું. સભા ભરાય ત્યારે બાદશાહ આવાં આસને બિરાજતા. મયૂરાસન જે આરસની બેઠકપર જડેલું તે હજુ મોજુદ છે. દીવાનેખાસની દિવાલોપર ફારસી ઝબાનમાં એમ કોતરેલું છે કે:—

"દુનિયાભરમાં હોય તો—
અહિંજ છે તે સ્વર્ગ!"

પણ શાહજહાન્ તો તાજમહાલને લીધે દુનિયાભરમાં અમર રહેવાનો. તેમનાં શાહબાનુ મુમતાઝ બેગમના સ્વર્ગવાસ પછી, શાહી પ્રેમની યાદમાં આરસમાંથી તાજમહાલનો કલામણિ પ્રકટ્યો. આવા ભવ્ય વિયોગતીર્થ મહેલના દર્શને દુનિયાભરનાં લોકો આગ્રા જઈ માનવસિદ્ધિની અમરતાની ઝાંખી કરતાં ઝૂકી રહે છે. દર પુનમની ચાંદની રાતે કુદરતના અજબ ખેલોની ખુમારીમાં તાજ સફેદ મોરલાની કલા પૂરતો પૂરતો આર્ઝુમંદ માનવહૃદયમાં અશાંત શાંતી ભરી દે છે. સુંદરતાના અતિ ઉગ્ર સ્વરૂપથી માંડી અતિ

કોમલ ધ્વનિઓ જ્યાં પ્રકટે તેવું તીર્થસ્થલ તે તાજ. તેથી પૃથ્વીભરના સનાતન રત્નોમાંનું એક ગણાય તેમાં શી નવાઈ? આંખના એક પલકારામાં તાજ કરોડ કરોડ દર્શન આપી દે છે. આપણે બધાં આવા અતિજીવંત દિવ્ય રત્નના પૂરા વારસ છીએ એથી કોનાં હૈયા ન હરખે?

એની ફરસબંધી એટલી સરસ છે કે લગભગ ત્રણસો વર્ષની કાયા છતાં માત્ર ગઈ રાતેજ પ્રકટ્યો ન હોય તેવો પ્રાણવંત અને નિત્યનવીન તરવરે છે. તાજમહાલને પૂરો કરતાં લગભગ વીસ વરસ થયેલાં. એમ કહેવાય છે કે તાજના બનાવનાર કલાધરોનું તાજગંજ નામનું નાનું ગામ શાહજહાને વસાવેલું. તે ગામ હજુ મોજુદ છે. એક ગમ તાજમહાલ હિન્દની તે વખતની જાહોજલાલીની યાદ આપે છે; અને બીજી ગમ આજે આપણા દેશમાં એવી બેનમુન કલા અને કારીગરી રહી નથી તેનું એ અસહ્ય ભાન કરાવે છે.

## ૮

## જહાન્ગીર અને નૂરજહાન

અકબરે મોગલ સત્તા આખા હિન્દુસ્થાનમાં સ્થાપી. તે સત્તાની યાદ હમેશ રહે તેવું તો શાહજહાનેજ કરી લીધું. અકબર પછી જહાન્ગીરે રાજ્ય ટકાવી રાખવાનુંજ કામ કર્યું.

પણ પોતે મોજીલો છતાં તેણે અકબરની શાહી રાજરીત અને ખાનદાની ચાલુ રાખેલી. તેથી હિન્દની પ્રજા તેના વખતમાં સુખશાંતિમાં રહેતી.



જહાનૂગીર

જહાનૂગીરને મન તો સાફ ઇન્સાફ એ રાજયતંત્રનો મુખ્ય હેતુ હતો. તેથી એક જુદો ઇન્સાફમહેલ રાખેલો. હરકોઈ અર્ઝદાર ત્યાં આવી બાદશાહ પાસે ઇન્સાફની દાદ માગી શકે. મહેલમાં દાખલ થતાં હઝૂરીઆઓની ખુશામત કરવાની જરૂર ન રહે તેવી ગોઠવણ હતી. એક રૂપાની ઘંટડી મહેલના દરવાજામાં ટાંગેલી. તે વગાડવા માટે સોનાની સાંકળ તેની સાથે બાંધેલી. ઘંટડી વગાડીને અર્ઝદાર દાખલ થઈ જાય.

અને ગરીબપરવર બાદશાહ જહાન્ગીર તેની વાત રૂબરૂ સાંભળી વગર વિલંબે જાતેજ દાદ આપી દેતા.

આમ એક વાર બંગાળનો એક ગરીબ ડોસો અને તેની સ્ત્રી ઇન્સાફની ઘંટડી વગાડી દરબારમાં અચાનક આવી ઉભાં. તેમનો એકનો એક પુત્ર બંગાળના સુબા મીરઝા સયફુલ્લાના હાથી નીચે ચગદાઈ મરણ પામ્યો હતો. મીરઝા સાહેબ જહાન્ગીરના ખાસ દોસ્ત. પણ ન્યાયને તો ગરીબ અને તવંગર બધા સરખા. તેથી બાદશાહે અર્ઝદારોને હાથીપર બેસાડી મીરઝા સયફુલ્લાને તેની નીચે ચગદાવી નાંખવાનો હુકમ આપ્યો. તે ઉપરાંત તેઓને વર્ષાસન બાંધી આપ્યું.

વળી કહેવાય છે કે એક ધોબણે ફરીઆદ કરી કે આગલી રાતે તેનો ધણી જમનાને તીરે કપડાં ભેગાં કરતો હતો તેવામાં સામેથી ગોળી આવી. તે તેને વાગી. તેથી તે મરણ પામ્યો. સામે તો રાજ્યમહેલના ઝરૂખા સિવાય બીજું કાંઇ હતું નહિ. તેથી ગોળી બીજે ક્યાંયથી આવેજ કેમ?

તપાસ કરતાં જણાયું કે તેજ વખતે જમનાજળમાં તરતા દીવાઓને આંટવાની નિશાનબાઝી શાહબાનુ નૂરજહાન્ ખેલતાં હતાં. જાણે કે માનવીનાં બળબળતાં હૈયાંની મુરાદો અને મુશ્કેલીઓને બૂઝાવવાની એક રમત. એટલામાં શાહબાનુનીજ ગોળી ભૂલમાં છૂટી. ધોબી મરી ગયો. જહાન્ગીરને મન તો ઇન્સાફની રાહે જેમ ધોબણ અચાનક વિધવા થઈ તેમ ગુનેહગાર નૂરજહાન્‌ને પણ થવુંજ જોઈયે. તેથી તેજ

બંદુક મગાવી અદલ જહાન્ગીરે ધોબણના હાથમાં આપી દીધી. પોતે ખુલ્લી છાતીએ સામે ઉભો રહ્યો. અને ધોબણને બંદુક છોડવા હુકમ કર્યો. આવા આકરા ઇન્સાફથી આખો દરબાર ગભરાઈ ગયો. ધોબણ પગે પડી ગઈ, ને બોલવા લાગી કે :—"મુબારક રહો, બાદશાહ સલામત ! લાખો મરજો પણ લાખોનો પાલનહાર જુગજુગ જીવજો !" પછી જહાન્ગીરે ધોબીના કુટુંબને પાળ્યું.



નૂરજહાન્

જહાન્ગીરનાં બધાં કામોમાં નૂરજહાન્ ખાસ મદદગાર થઈ પડી. એનામાં ડહાપણ અને કુનેહ બહુ અજબ. સુન્દરતાની તો એ પુતળી. અને હજારોમાં એક એવી

વીરાંગના. મોગલ સત્તાની કારકીર્દીમાં નૂરજહાન્ જેવી બહાદૂર કલારસિક અને ચતુર શાહુબાનુ વગર જહાન્ગીર શું કરી શકત તે કહેવું મુશ્કેલ છે.

જો શાહજહાને મુમતાઝને વિજોગમાં પૂજી તો આ દિલમોજીલાં જોડાંએ વૈભવમાં જીંદગી ઉડાવી. એ સુખી જોડાંની રાહબરી હેઠળ મોગલ દરબારનો દબદબો, રાજરીઆસત અને રૈયતની આબાદી ફુલ્યાં અને ફાલ્યાં.

૯

## શાહાન્શાહ અકબર

આગલી વાતોમાં શાહાન્શાહ અકબર સંબંધી થોડી હકીકત જાણી. મોગલ રાજ્યપર અકબર બાદશાહના ગૌરવનો પ્રભાવ એટલો આબાદ પડયો છે કે તેમના વારસોનો ઇતિહાસ સમજવાની કુંચી તેમનાં મહાન કામોમાંથી જડી આવે છે. અકબરશાહે મેળવેલી હકુમત અને સંપત્તિ વગર જહાન્ગીરની જાહોજલાલી અને શાહજહાન્નો કલા-વૈભવ મહેકી ન રહેત.

અકબરના પિતા હુમાયુન્ને શેરશાહ નામના સરદારે ગાદી ઉપરથી ઉઠાડી મુકયો. હુમાયુન્ જયારે રણવગડે ભટકતો હતો ત્યારે સિંધના અમરકોટમાં અકબરનો જન્મ

થયો. આ બાલક આખા હિન્દનો બાદશાહ થશે એમ તે વખતે કોઈના સ્વપ્નામાં પણ નહિ. પાછળથી હુમાયુને રાજ્ય પાછું મેળવ્યું. તેના મરણ વખતે અકબર માત્ર સોળ



હિન્દુ લેબાશમાં શાહાન્શાહ અકબર

વરસની ઉમરનો હતો. પણ તેણે થોડા વખતમાં રાજ્ય કારભાર સંભાળી લીધો. પછી મોગલ રાજ્યનો વિસ્તાર વધારવાની શરૂઆત કરી. ગાદીએ આવ્યો ત્યારે તો મોગલ

સત્તા દિલ્હી અને આગ્રાની આજુબાજુના પ્રદેશપર જ હતી. ધીમે ધીમે ચારે દિશામાં ચઢાઈ કરી. એમ પોતાની આણ લગભગ દેશભરમાં ફેલાવી. આ કામમાં રજપૂત યોદ્ધાઓ સાથે તેને વારંવાર બાથ ભીડવી પડતી. કેટલાક સાથે સલાહ કરી લીધી; કેટલાકને હરાવી દીધા. આમાં કેટલાકની બહાદૂરી જોઈ અકબરનું હૈયું હરખ્યું. તેથી તેમના પર ફિદા થઈ રહેતો.

એ બધા નરવીરોનું જો એક રાજયચક્ર સકલ હિન્દમાં જાગે તો બધું કેવું સુંદર થઈ રહે એની કલ્પના અકબરે કરી લીધી. "આ બધા હિંદુ મુસલમાન મારા થાય તો હિન્દમાં હિન્દી સત્તા એવી પ્રકટાવું કે તેનો પ્રભાવ નિરંતર પૃથ્વીભરમાં જાગતો રહે." એવી એવી મુરાદો અકબરને દેશઘેલો બનાવી મુકતી.

ગુજરાત પણ અકબરે સર કરી લીધો. ત્યારે ખંભાત આગળ બાદશાહે સાગરનાં દર્શન પહેલવહેલાં કરી કુદરતના મહિમાનું ભાન ઝીલ્યું.

ઉપર પ્રમાણે જુદા જુદા પ્રદેશો જીતવામાં જેટલી બહાદૂરી અને શૂરવીરતા બતાવી તેટલીજ મોટાઈથી પોતાની બધી પ્રજાને સુખશાંતિમાં રાખવાને અકબરે બનતું કર્યું. આટલા મોટાં રાજ્યનો કારભાર યોગ્ય રીતે ચલાવવા માટે તેણે શૂરવીર અને બાહોશ માણસોને પોતાના

સલાહકાર નીમ્યા. રાજા ટોડરમલની મદદથી જમીનમહેસુલ સંબંધી સચોટ વ્યવસ્થા કરી દીધી. હુન્નરકલાને અને દરેક જાતના હિન્દી ઉદ્યોગને ઉત્તેજન આપવા ફરમાનો કાઢયાં. એમ દેશનાં આબાદાની અને ગૌરવ ધીમે ધીમે ચઢતાંજ ગયાં.

આગળ કહ્યું તેમ બાદશાહ સલામતને મન હિન્દની સુખશાંતિ અને સંગીનતા હિન્દુ મુસલમાનની એકસંપીના મૂળ પાયા પરજ ટકી શકે એમ નક્કી હતું. તેથી એવી એકસંપીના જપ રાજતંત્રમાં, ધર્મવિચારમાં અને કાયદા વગેરે ક્ષેત્રમાં રાતદિન જપીજપી અકબરશાહ હિન્દમાં નવો યુગ વર્તાવવા હમેશ આતુર રહેતા. તેવી એકસંપી અને એકતા ભારતમૈયામાં ફેલાવવામાં અકબર ઘણે દરજ્જે સફળ થયા. બાદશાહને મન હિન્દુ મુસલમાન રાજ્યની આંખો. તેથીજ તેના સલાહકારોમાં તેમજ સરદારો અને મુખ્ય અધિકારીઓમાં હિન્દુ અને મુસલમાનને સમાનભાવે દરજ્જા મળતા. હિન્દુઓ પરનો જઝીઆવેરો કાઢીજ નાંખ્યો. જોધપુરનાં જોધબાઈ સાથે લગ્ન કરી પોતાનાં પટરાણી બનાવ્યાં.

આગ્રાથી થોડે દૂર ફત્તેહપુર સીક્રી નામનું નવું શહેર બાંધ્યું. આજ તો એ ઉજડ થઈ ગયું છે. બાદશાહનો કિલ્લો હજુ મોજુદ છે. આ કિલ્લામાં મહારાણી જોધબાઈ હિન્દુ ધર્મ રીતે રહે તે માટે જુદો મહેલ બાંધ્યો હતો. આ જોધબાઈ મહેલ ફત્તેહપુર સીક્રી જોવા જનાર આજ

પણ જોઈ શકે છે. અકબરશાહુનો પાટવીકુંવર રાજવી જહાનગીર તે જોધબાઈનો પુત્ર.

અકબર બાદશાહે જુદા જુદા ધર્મના આચાર્યોને ફત્તેહપુર સીક્રીના એબાદતખાનામાં આદરથી નોતરી તેમની સાથે મળી બધા ધર્મોમાં મૂળ વસ્તુ એકજ છે એવો સિદ્ધાંત બહાર પાડયો. આવી રીતે બધાનું સંગઠન કરે એવો આ 'દીનેઈલાહી' નામનો ધર્મ બાદશાહ પોતે પાળતા.



જોધબાઈ

આ પ્રમાણે આખા દેશની શાંતિ અને આબાદાની વધારી શાહાનશાહ અકબર પોતાનું નામ અમર કરી ગયા.

## ૧૦

# રાણી એલીઝાબેથ

જે વખતે અકબરશાહ આપણા દેશને જુદીજુદી રીતે એકત્ર કરી લોકોની સુખશાંતિ વધારી રહ્યા હતા, તે વખતે બ્રિટિશ લોકોએ પૂર્વ દેશોમાં કરેલાં સાહસોની કારકીર્દી માત્ર શરૂજ થયેલી. તે વિષે આપણે થોડું જાણી લઈએ.

ત્યારે રાણી એલીઝાબેથ ઈંગ્લાંડમાં રાજ કરતાં હતાં. આ વખતમાં ઈંગ્લાંડનું નૌકાબળ દુનીઆભરમાં પંકાયું. તેથી બ્રિટિશ રાજ્ય અને દરીઆપારના પ્રદેશોમાં વેપાર જોસભેર વધતાં ગયાં. ઈંગ્લાંડ દેશની આજુબાજુ બધે મોટા દરીઆ. એની પૂર્વે આખો યુરોપખંડ પ્રસરે છે, અને પશ્ચિમે મહાસાગરને પેલે પાર મોટા અમેરીકાખંડ છે. વળી ઈંગ્લાંડનો મુલક બહુ ન્હાનો, અને લોકોનું દેશમાં પુરૂં ન થાય. તેથી માછીમારી તથા વહાણવટાં અને દરિયાપારનો વેપાર, વગેરે સાહસ ન ખેડે તો દેશ ગરીબજ રહે. આથી અંગ્રેજબચ્ચાઓ બહાદૂર અને સાહસિક સહજ નીવડયા. વળી વેપારથીજ વધવું હોય તો જુઠાણું ચાલેજ કેમ? એટલે વેપારમાં જેટલી સાચવટ તેટલાં સ્વદેશનાં ટેક અને આંટ બીજી પ્રજાઓમાં જામે. લાભેલોભે પણ શાખ વગર બ્રિટિશ વેપાર દરિયાપારના પ્રદેશોમાં ટકી શકેજ નહિ.

પણ એ બધું કરવાને દરિયાઈ જીન્દગી જોગવવાની આવડત જોઇયે. તે માટે હોંસીલા દરિયાવાસી નવજવાન

અંગ્રેજો માટે નૌકાકલા શિક્ષણની શાળાઓ ઠામ ઠામ દરિયાકાંઠે મંડાઈ. તેમાં દરિઆની દુનીયાને તેઓ પૂરી રીતે સમજવા લાગ્યા. હુવાઈ ફેરફાર, વાવાઝોડાં, મોજાંના તોફાન વગેરેની વચ્ચેથી વહાણોને ખૂબીથી બચાવી લઈ આગળ કેમ ઝંપલાવવું એ બધી કરામત અંગ્રેજ બહાદૂરોને આવડી ગઈ. આથી એ નાવિકવીરો દરિયાના જાદુગર જેવા નીવડ્યા છે.

તે વખતે યુરોપની દક્ષિણે સ્પેનનો મુલ્ક બધી બાબતમાં બહુ આગળ વધેલો હોઈ દરિયાઈ સાહસમાં પૂરો ખીલ્યો હતો. સ્પેને અમેરિકામાં સારો પગપેસારો કરેલો. તેથી ત્યાંથી પુષ્કળ દોલત સ્પેનમાં આવી ગઈ. આથી અમેરિકામાં પોતાની સત્તા વધુ જામે તેની શરૂઆત યુરોપની દરેક પ્રજાએ કરી. આમાં અંગ્રેજો મુખ્ય હતા, અને અંગ્રેજો આ કામ કરી શકે એમ પણ હતું. કારણ દરિયાઈ સફરમાં તેમને સારી આવડત હતી. તેથી સ્પેનને ચિંતા થઈ. આખરે સ્પેનના રાજાએ ઈંગ્લાંડપર ચઢાઈ કરી. મોટાં વહાણોનો એક કાફલો ઈંગ્લાંડને હરાવવા મોકલ્યો. આ કાફલો સ્પેનીશ આરમેડાને નામે ઓળખાય છે. આની સામે ટક્કર ઝીલવા ઈંગ્લાંડનાં વહાણો નાનાં હતા. પણ તેની ઝડપ વધુ હતી.

આ પહેલાં ઈંગ્લાંડ ઘણાં વરસો સુધી ધર્મના પંથોના ઝઘડામાં ગુંચવાયલું રહેતું. તેથી મોટાં કુટુંબોમાં કુસંપ, રાજદ્વારી ખટપટ અને લડાઈ થયા કરતી હતી. પણ

જ્યારે આખા દેશપર આફત આવી પડી ત્યારે અંદર અંદરના ઝઘડા ભૂલી જઈ લોકો એક થઈ ગયા. એટલે સૌની સરખી આફતમાં એકસંપીથીજ પાર પડાય એ સૂત્ર સમજાઈ ગયું. આ કામમાં રાણી એલીઝાબેથે ઘણું ઉત્તેજન આપ્યું. સ્ત્રી હોવા છતાં ઘણી હિમ્મત અને બાહોશીથી દેશના બચાવ માટે ગોઠવણ કરી. લડાઈ ધૂમ ચાલી, અને એમજ કાંઈ બની ગયું કે અંગ્રેજોમાં જોસ અને હિમ્મત આવી ગયાં. તેના આવેશમાં સ્પેનનાં જંગી વહાણોમાં ગાબડાં પાડી દીધાં. ઓછામાં પુરૂં પવનનાં વાવાઝોડાંએ અને દરીઆઈ તોફાને સ્પેનના કાફલાને હેરાન પરેશાન કરી નાંખ્યો. એમ કુદરતે અભિમાની સ્પેનને જેર કરી નમાવી દીધું. થોડા બચ્યા તે વ્હીલે મોઢે સ્પેન પાછા ફર્યા.

આથી યુરોપભરમાં ઈંગ્લાંડના નૌકાસૈન્યનો જયડંકો વાગ્યો. અંગ્રેજ નવજવાનો દરિયો ખેડવા વધુ ને વધુ સંખ્યામાં બહાર પડયા. તેમજ નૌકાશાસ્ત્રને ખીલવવાના અખતરા કરવા માટે વિજ્ઞાનવેત્તાઓ મંડી પડયા. જીત પછી સર વૉલ્ટર રાલે અને સર ફ્રાન્સીસ ડ્રેક જેવા બહાદૂર નાવિકનરોએ અમેરિકા પહોંચી જઈ, સ્પેનના લોકો જે દોલત પચાવી રહ્યા હતા. તેમાં ઈંગ્લાંડનો ભાગ પડાવવા માંડયો. એમ જ્યારે હિંદુસ્થાનમાં મોગલ સત્તા સર્વોપરિ થઈ, અને જુદી જુદી જાતના હુન્નરઉદ્યોગ અને સંપત્તિ વધ્યાં, ત્યારે ઈંગ્લાંડના લોકો પોતાના નાના દેશને મોટો

બનાવવામાં મચી રહ્યા હતા. હિન્દમાં પણ મોગલ દરબારમાં સર ટોમસ રો નામના અંગ્રેજ એલચી રાણી એલીઝાબેથના શાહી રૂક્કા સાથે આવ્યા હતા.

## ૧૧

## સ્ટીવન્સન, એડિસન વગેરે ઝડપયુગના વિધાતા

આપણા વડવાઓના જમાનામાં માણસજાતે શ્રમ, ઉદ્યોગ અને હુન્નરથી જગતમાં અનેક નવી નવાઈઓ પેદા કર્યા કરી છે. દરેક કાળમાં દેશલોકની સ્થિતિ, હાજતો અને મનોવૃત્તિ પ્રમાણે હરેક પ્રજા યથાશક્તિ કુદરતના પ્રવાહોને તેમજ પોતાને કાબુમાં લઈ પોતાના કાળને ઉજાળી દે છે. કોઈ હળમૂશળથી, કોઈ કલમપાટીથી, તો કોઈ શ્રૃતિસ્મૃતિથી, એમ સર્વ કોઈ પ્રજા પોતાના પરિવારને ખભે ભવિષ્યનાં ભાથાંજૂથાં બાંધી દે છે. એમ જીવનની જીતનાં રહસ્ય અને લ્હાણાંના કોયડા માણસજાત વિવિધ રીતે ઉકેલી રહી છે. એટલે કોઈ મનવાણી કર્મથી તો કોઈ કુદરતના દીઠઅણદીઠ પ્રવાહોના અજબ કાબુથી જીવનજીત મેળવે છે.

આજથી બસો પાંચસો વરસ પહેલાંના આપણા બાપદાદા મુંબઈ જેવા શહેરમાં સજીવન થઈ જાય તો તેમને બધું કેવું લાગે? તેઓ અજાયબીમાં ગરકાવજ થઈ જાય. સ્વપ્નાંજ જોતા હોય તેમ ભાસે. અથવા આજના ચિત્રવિચિત્ર વાતાવરણથી

છક થઈ ભાન ભૂલી જાય. આજુબાજુનાં કૌતુકો તેમની નજરમાં માય નહિ.

રસ્તામાં ઘોડા કે બળદ વગર ચાલતી મોટરગાડીનાં રેલાની ઝપટમાં અથડાઈ પડવાની બ્હીક રહે. તરસ લાગે તો કૂવો શોધ્યો જડે નહિ. સાંજ પડતાં રસ્તામાં અને લોકોના ઘરમાં ચાંપ દાબતાં વીજળીના દીવાથી આંખ અંજાઈ જાય. ચાર પાંચ માળવાળા મકાનમાં ઉપર જવા દાદર ચઢવાને બદલે લોકોને લીફ્ટ્માં ઉપર ચઢતા જોઈ આજના લોકો પગે લૂલા હોવાની એને શંકા થાય. ઘણાઓની આંખપર ચકચકતા કાચનાં ચશ્મા લટકાવેલા જોઈ એ લોકો નવી જાતનું ઘરેણું પહેરતા હશે એમ એને વિચાર આવે.

જુહુના દરિયાપર ફરવા લઈ જવામાં આવે, અને હુવામાં ઉડતાં એરોપ્લેનો દેખાય, તો પુરાણોમાં વર્ણવેલાં વિમાનો આવાંજ હશે કે કેમ તેનો નિર્ણય કરવા માંડે. બોરીબંદર કે બોમ્બે સેન્ટ્રલ સ્ટેશનપર લઈ જવામાં આવે તો અભિમન્યુના ચક્રાવા જેવું લાગે; કયાં જવું અને બહાર કેમ નીકળવું તે એને સૂઝેજ નહિ. આવતી જતી આગગાડીઓ અને તેની અંદરના મુસાફરોની ધમાલ શા માટે હશે તે વિચાર કરતાં કાં તો કોઈ મોટો મેળો હશે, કે કાં તો કોઈ મોટી લડાઈની તૈયારી થતી હશે એવા ખ્યાલો આવે. ગોદીમાં જતાં આવતાં મોટાં વહાણો અને આગબોટો બતાવવામાં આવે તો મહાસાગરના કોઈ રાજાના મહેલ હશે

એમ ધારી લે, ને અંદર બેસાડવાની વાત થાય તો ડુબી જવાની બ્હીકથી થરથર કંપારી છુટે. કોઈ મોટી પોસ્ટ ઑફીસમાં જઈ તેને સમજાવવામાં આવે કે બે ચાર પૈસામાં ઘણે દૂરથી આખા દેશમાં કોઈ પણ ભાગમાંથી તેનાં સગાં-વહાલાંઓ પર તે કાગળ મોકલાવી શકે તો તેવી વાતને જરૂર હસી કાઢે. વળી સાથે તાર ઓફીસમાં કડકટ્ટ કરતા તારમાસ્તરને બતાવી કહેવામાં આવે કે આપેલો સંદેશો થોડાજ કલાકમાં તેઓ હજારો માઈલ દૂર જુજ કિંમતે મોકલી શકે છે તો પોતાની મશ્કરી થતી હોય એમ સમજી લે. વહાણપર વગરતારના સંદેશા લેવા મોકલવાનું યંત્ર બતાવો તો એમાં જાદુ હશે કે ભૂત તેના વિચારમાં પડે. રેડીઓનું સંગીત સંભળાવો તો તેને ગમે, પણ એમ કહો કે ગાનાર માણસ ઘણે દૂરથી ગાય છે, અને જુદે જુદે ઠેકાણે ઘણા માણસો એનું સંગીત સાંભળી શકે છે, તો તે વાતને કબુલ કરવાની નાજ પાડી દે.

લાખોની મોટી સભામાં કોઈ સન્નારી ભાષણ કરતાં હોય, તેવી સભામાં એક છેડે લઈ જઈએ તો મેગેફોનની મદદથી બધું મોટું મોટું અને સ્પષ્ટ સાંભળી, એમ માની લે કે આજકાલની સ્ત્રીઓના ઘાંટા બહુ જબરા હશે. વળી નજીક લઈ જઈએ તો એમ પણ વિમાસણમાં પડે કે કદાચ પોતાના કાન જમાનાની તાસીરને લીધે અતિતીવ્ર થઈ ગયા હોય.

કોઈ મોટી લાઈબ્રેરી કે છાપખાનામાં લઈ જવામાં

આવે તો આજના લોકોની વિદ્વત્તા માટે મોટું માન આવી જાય. આ બધું શાથી થયું એમ જાણવા માગે તો નીચે મુજબ જવાબ આપણામાંને કોઈ પણ આપી દે.

આજના જમાનામા યાંત્રિકબળ વડે ઘણાં કામો ઝડપથી કરવામાં આવે છે. વિજ્ઞાનશાસ્ત્ર પશ્ચિમના લોકોએ બહુ સારી રીતે કેળવ્યું છે. તેમની શોધખોળથી અગાઉના જમાનામાં નહિ કલ્પી શકાય તેવી ઘણી લોકોપયોગી ચીજો આપણે આજે રોજ વાપરતા થઈ ગયા છીએ. આવી રીતે વિલાયતમાં લગભગ પાંચસો વરસ પહેલાં કેકસ્ટન નામના માણસે અક્ષરો છાપવાની કળા શોધી તેનું યંત્ર બનાવ્યું. આર્કરાઈટ નામના માણસે કાપડ વણવાની યાંત્રિક શાળ બનાવી. તેમાંથી ધીમે ધીમે મીલો થઈ. સ્ટીવન્સને વરાળનું બળ માપી દીધું. તેમાંથી એન્જીન સાંપડયું. એમ એન્જીન વડે ગાડીઓ તથા સ્ટીમરો હંકારાવા લાગી. અમેરિકાના એડિસન અને ઈટલિના મારકોની નામના વિજ્ઞાનશાસ્ત્રીઓની શોધખોળથી તારના અને રેડીઓના સંદેશા મોકલવાની યુકિતઓ જારી થઈ. આપણા હિન્દમાં આવી શોધખોળ થવા લાગી છે. સર જગદીશચંદ્ર બોઝ અને સર ચંદ્રશેખર રામનનાં એવાં સંશોધનો આજે દુનીઆભરમાં ગવાઈ રહ્યાં છે.

હિન્દુશાસ્ત્રમાં આપણે સત્યયુગ વગેરે યુગોની વાત કરીએ છીએ. આજના જમાનાને ઝડપયુગ નામ અપાય.

## ૧૨

## હેન્રી ફોર્ડ

પહેલા ભાગમાં આપણે જોયું કે કોઈપણ દેશનો ઇતિહાસ એટલે તે દેશના લોકોની સ્થિતિનું બયાન. લોકોની



હેન્રી ફોર્ડ

(મેસર્સ ફોર્ડ મોટર કંપની ઓફ ઇન્ડીઆ લીમીટેડ, મુંબઇ, ના સૌજન્યથી)

સ્થિતિનો આધાર રાજ્યકારભાર પર ઘણો હોવાને લીધે રાજ્યકારભાર અને રાજદ્વારી પુરૂષોની વાતો ઇતિહાસમાં વધુ ધ્યાન ખેંચી રહી છે. પણ તે ઉપરાંત લોકોની બીજી પ્રવૃત્તિઓની હકીકત પર ધ્યાન આપવામાં ન આવે તો ઇતિહાસ અધૂરો ને એકતરફી નીવડે. આવાં કારણથી પહેલા ભાગમાં આપણે કેટલાક પ્રજાસેવકોની સેવાકથા સાંભળી. તે પ્રમાણે જુદી જુદી પ્રવૃત્તિઓને લગતા કેટલાક હાલના તેમજ ભૂતકાળના મહાન પુરૂષોની વાતો આપણે કરીશું.

હાલના જમાનાની આર્થિક વ્યવસ્થા ઘણી જુદા પ્રકારની થતી જાય છે. પહેલાના જમાનામાં માણસજાતને જોઈતી ચીજો કારીગરો પોતાને ઘેર બેસી બનાવી આપતા હતા. તેમાં કારીગરની સ્વતંત્રતા સચવાતી, અને તેને મનગમતી ચીજો ઘડવામાં અમુક સંતોષ મળતો. પણ હાલના જમાનામાં સંચાકામ વડે મોટા કારખાનામાં સંખ્યાબંધ કારીગરો અને મજુરોને એકઠાં કરી, મોટા પ્રમાણમાં દરેક જાતનો માલ બનાવવાની પદ્ધતિ ચાલુ થઈ ગઈ છે. આવો માલ પોતાના દેશમાં ન ખપે તો પરદેશમાં હઝારો માઈલ દૂર મોકલી, ખપાવવાની ગોઠવણ મોટા પાયાપર કરવામાં આવે છે. આ જાતની આર્થિક વ્યવસ્થાને લીધે સમાજમાં ઘણી જાતના સવાલો ઉભા થયા છે. તેમાં મુખ્ય સવાલ મજુરોની સ્થિતિનો, તેમના હકનો, તેમજ તેમની જોખમદારીનો હોય છે. આવી રીતે મોટા પાયાપર કાર-

ખાનાં ચલાવનાર બે આગેવાન પુરૂષોને ઓળખવા જોઈએ. એક હેન્રી ફૉર્ડ અને બીજા જમશેદજી તાતા.

મોટરકાર નાનાં ગામોમાં પણ ફરતી થઈ ગઈ છે. જુદા જુદા બનાવનારના નામ પરથી મોટરકારોનાં નામ આપવામાં આવે છે. તેમાં ફોર્ડ મોટરકારનું નામ ઘણીવાર કાનપર પડયા કરે છે. હેન્રી ફોર્ડ નામના અમેરિકન ગૃહસ્થના નામ પરથી એ નામ પાડવામાં આવ્યું છે. હેન્રી ફોર્ડ ઇ. સ. ૧૮૬૩ માં જન્મ્યો હતો. તેનો બાપ મોટો જમીનદાર હોઇ ખેતીનું કામ કરતો હતો. પોતાના દીકરાને પણ તેજ કામમાં પ્રવીણ બનાવવાની તેની ઇચ્છા હતી. પણ નાનપણથી હેન્રીને સંચાકામ પર બહુ શોખ હતો. સોળ વરસની ઉમ્મરે ઘર છોડી છુપી રીતે સંચાકામની એક દુકાનપર નોકરીએ રહી ગયો. ત્યાં પગાર ઓછો મળતો અને પોતાનું ભરણપોષણ થતું નહિ. તેથી નોકરી ઉપરાંત ઘડીયાળો સમારી જેમતેમ પૂરૂં કરી લેતો. રોજના બધા મળી ચૌદ કલાક આવી રીતે કામ કરવું પડતું. એમ સંચાકામમાં એની સમજ એટલી બધી વધતી ગઈ કે વીશ વરસની ઉમ્મરે તેણે એક ટ્રૅકટર જાતે બનાવ્યું. ટ્રૅકટર એટલે બીજી ચીજોને ખેંચી ગતિ આપે એવું મોટું યંત્ર. ત્યારબાદ ઘોડા વગર આપોઆપ ચાલે એવી ગાડી હાથેજ બનાવી. આ શોધમાં ધીમેધીમે સુધારા કરી પેટ્રોલથી ચાલે તેવી મોટરકાર ઇ. સ. ૧૮૯૩ માં

ફોર્ડ બનાવી શક્યો. દશ વરસ પછી પોતાનું કારખાનું કાઢ્યું. આ કારખાનું ધીમે ધીમે મોટું થતું ગયું. ફોર્ડની મોટર બનાવવાનું કારખાનું દુનીઆમાં આજે મોટામાં મોટું છે એમ કહીએ તો ચાલે. આમાં એને ઘણી મુશ્કેલીઓ નડી. ખાસ કરીને મોટી મુડી રોકવી પડે તે મેળવવામાં એણે ઘણી કુનેહ વાપરી. પરિણામે ફોર્ડ દુનિયામાં આજે સૌથી ધનવાન થઈ ગયો છે, અને આપણા દેશમાં પણ ફોર્ડના ચાર પાંચ કારખાના નીકળવાના છે.

ફોર્ડ પોતાના કારખાનામાં ઘણાં ઉંચા સિદ્ધાંતો અનુભવમાં મુકે છે. માત્ર નફો કરવાનો ઇરાદો નહિ રાખતાં, એનો મુખ્ય મુદ્દો એ છે કે સાધારણ સ્થિતિનાં માણસો વાપરી શકે એવી મોટરકાર બનાવવી. મોટરકાર વાપરનાર માણસોને જુદી જુદી રીતે મદદરૂપ થઈ પડવાની યોજનાઓ તેણે રચી છે. ઉપરાંત ફોર્ડની સૌથી વધારે વખાણવા લાયક યોજના તો તેના કારીગર નોકરો માટેની સગવડ સંબંધી છે. બીજા કારખાનાવાળાઓ કરતાં ફોર્ડના કારખાનામાં એકંદરે મજુરો પાસેથી ઓછા કલાક કામ લેવામાં આવે છે. ફુરસદના વખતમાં એ કામદારોને આરામ અને આનંદ મળે તેવાં રમતગમતનાં સાધનો પૂરાં પાડવામાં આવે છે. તેમનાં બાળકોને શીખવા માટે નિશાળો, તેમનાં કુટુંબોને રહેવા માટે મકાનો વગેરે સગવડ પણ હોય છે. તે ઉપરાંત નોકરોને બીજાં કારખાના કરતાં એકંદરે પગાર વધારે આપવામાં

આવે છે. આવી ગોઠવણને લીધે ફોર્ડના કામદારો ઘણા ખંતથી કામ કરી સસ્તી મોટરકાર બજારમાં મુકવાના ફોર્ડના સાહસને પાર પાડવામાં ખાસ મદદ રૂપ થઈ પડયા છે.

આ પ્રમાણે હેન્રી ફોર્ડે હાલના જમાનામાં બધા દેશોમાં મોટા કારખાના ચલાવનારા શેઠીઆઓ અને તેમના માણસો વચ્ચેના ચાલુ ઝઘડા ટાળવાના ઉપાયો યોજ્યા છે, અને તેઓ એમ માની રહ્યા છે કે આવી રીતનો સંબંધ શેઠ નોકર વચ્ચે જામે તો આર્થિક ઝઘડા મટે ને દુનીઆની સુખશાંતિમાં વધારો થાય.

## ૧૩

## જમશેદજી તાતા

હાલના જમાનામાં યુરોપ અને અમેરિકામાં જેવી આર્થિક વ્યવસ્થા ચાલુ છે તેવી થોડે અંશે આપણા દેશમાં પણ દાખલ થઈ ગઈ છે. હિન્દનો મુખ્ય આધાર ખેતી-વાડીના ધંધાપર. તે ઉપરાંત બીજા ધંધાઓ ખીલવવામાં આવે તો દેશની આબાદાની વધે. મોટા પ્રમાણમાં કારખાના ચલાવી જુદી જુદી ચીજો બનાવવાનું કામ કાંઈ સહેલું નથી. તે માટે કેટલીક ખાસ તૈયારીની જરૂર રહે છે. આ બાબતમાં આજથી પચાસ સાઠ વરસ પર વધુ મુશ્કેલીઓ હતી. એવી મુશ્કેલીઓ

સામે જુદી જુદી જાતના મોટાં કારખાના સ્વદેશમાં જમાવવાની પહેલ કરનાર શાહુ વેપારી જમશેદજી તાતા.

એમનો જન્મ ઈ. સ. ૧૮૩૯માં નવસારીમાં થયો હતો. મુંબાઈમાં એલ્ફીન્સ્ટન કૉલેજમાં તેમણે કેળવણી લીધી. તેમના બાપની પરચુરણ વેપારની પેઢી હતી. તે મારફતે તેઓ ચોવીસ વરસની ઉમરે ચીન ગયા. ત્યાંથી પાછા આવીને ઈંગ્લાંડ જઈ મેંચેસ્ટરની કાપડની મીલોના કામ વિષે ખાસ માહિતી મેળવી. એવાં કારખાના કાઢવા માટે મોટી થાપણ જોઈએ તે ક્યાંથી લાવવી તે સવાલ કઠણ હતો.

આટલામાં ઈ. સ. ૧૮૬૭માં અંગ્રેજોએ એબીસીનીઆ પર ચઢાઈ કરી. તે વખતે લશ્કરને અમુક માલ પૂરો પાડવાનો ઈજારો જમશેદજીને મળ્યો. આ સોદામાંથી રૂા. ૪૦૦૦૦ નો નફો થયો. આ રકમ વડે તેમણે કારખાના કાઢવાના અને તેને ચલાવવાના પ્રયોગો શરૂ કર્યા. મુંબાઈમાં એક નાની મીલ વેચાતી લીધી, અને તેને પોતાની દેખરેખ નીચે ચલાવી સારા પાયાપર મુકી. પછી સારે નફે વેચી દીધી. આ અનુભવ લીધા પછી મોટા પાયા પર કામ કરવાની જમશેદજીને હોંશ થઈ. પણ તેમ કરતાં પહેલાં ધંધાને અંગે કેટલીક બારીક બાબતો જાતે સમજવા તેઓ ફરીથી ઈંગ્લાંડ ગયા. તે શીખી આવ્યા બાદ એક કાપડની મીલ કાઢવાનો ઠરાવ કર્યો. તે અરસામાં મુંબાઈમાં કાપડની મીલો નીકળી ચૂકી હતી. પણ મુંબાઈ છોડીને બીજી સારી જગ્યા

પસંદ કરવાનો ઈરાદો જમશેદજીએ કર્યો. આ ઠરાવ મુંબાઈના શેઠીઆઓએ શરૂઆતમાં હસી કાઢયો, કારણ જમશેદજીના મુદ્દા તે લોકોને સમજ પડ્યા નહિ. જ્યાં કપાસ સારો પાકે ત્યાં મીલ ચલાવવા માટે સગવડ જોઈએ. તે ઉપરાંત બીજી સગવડો મળે તેવી જગ્યા પસંદ કરવાનો મુદ્દો હતો. એમ આખરે નાગપુર શહેરમાં જગ્યા પસંદ કરી. ઇ. સ. ૧૮૭૭ની પહેલી જાન્યુઆરીને દિવસે તેમની મીલ શરૂ થઈ. આ મીલનું નામ એમ્પ્રેસ મીલ, કારણ તેજ દિવસે રાણી વિક્ટોરીઆએ હિન્દનાં મહારાણીનો એટલે એમ્પ્રેસનો એલ્કાબ ધારણ કર્યો. શરૂઆતમાં ચાર વરસ સુધી મીલનો કારભાર એમણે પોતેજ ચલાવ્યો. દરેક ખાતામાં ખંતથી કામ લઈ થોડા વખતમાં મીલને સારા પાયા પર મુકી દીધી. મીલના મજુરો તથા તેમનાં કુટુંબો માટે રહેવા કરવાની સારી સગવડ રાખવામાં આવી. આથી મજુરોનાં મન રાજી થયાં. ધીમે ધીમે એ મીલને વધુ મોટી બનાવવામાં આવી. આજે આપણા દેશની નમુનેદાર મીલોમાં એમ્પ્રેસ મીલનું નામ મોખરે છે. ઇ. સ. ૧૮૮૧ માં જમશેદજી એ મીલનો કારભાર બીજાને સોંપી મુંબાઈ આવ્યા. ત્યારબાદ મુંબાઈ અને અમદાવાદની બીજી મીલોનો કારભાર શરૂ કર્યો.

કાપડની મીલોમાં મેળવેલો અનુભવ જમશેદજી બીજી પ્રવૃત્તિઓમાં વાપરવા માટે આતુર હતા. લોઢાનાં કારખાનાં કાઢવા માટે તેઓને પહેલેથી સ્વપ્ના આવતા અને તે બાબત

બનતી માહિતી મેળવી લેતા. તેજ પ્રમાણે મુંબાઈની નજીક પાણીના ધોધમાંથી પેદા થતી ઈલેકટ્રીસીટી અથવા વીજળી-બળને સંઘરી મુંબાઈની મીલો, આગગાડી, ટ્રામગાડી, વગેરે તમામ જાતના કારખાના અને સંચાકામને પૂરી પાડવાનું જબરૂં સાહસ ઉઠાવવાની એમને ઈચ્છા થઈ. આ બન્ને કામ પાર પાડવા માટે એમણે સારી યોજનાઓ તૈયાર કરેલી. પણ તે ફળીભૂત થાય તે પહેલાં ઇ. સ. ૧૯૦૪ માં તેઓ ગુજરી ગયા. તેમના વારસોએ તેમનું કામ આગળ ચલાવ્યું. અને આજે તાતાનાં લોઢાનાં કારખાના બિહાર અને ઓરીસ્સા પ્રાંતમાં ચાલુ છે.

આ કારખાના ઈ. સ. ૧૯૧૧ માં ચાલુ થયાં. ઈ. સ. ૧૯૧૪ ની લડાઈ દરમિયાન સરકારને એ કારખાનાઓ તરફથી ઘણી મદદ મળી. જે જગ્યાએ એ કારખાના ચાલુ થયાં છે ત્યાં એક નવું શહેર વસ્યું છે, અને તેને જમશેદપુર નામ આપવામાં આવ્યું છે. કારણ એ શહેર વસાવવાના કારણભૂત તો જમશેદજીજ હતા. લોઢાના કારખાનાને અંગે તેમણે યુરોપ અને અમેરિકા મુસાફરીઓ કરેલી અને અમેરિકાના મી. પેરીન નામના એન્જીનીયરની તેમણે એ કામમાં ખાસ મદદ મેળવી હતી.

તેજ પ્રમાણે મુંબાઈમાં વીજળીક બળ પૂરૂં પાડવા માટે જુદી જુદી જગ્યાએ ત્રણ કંપનીઓ આજે ચાલુ છે; તે બધી જમશેદજીના વારસોનાં હાથમાં છે. એવી રીતે વીજળીક

બળ ઈ. સ. ૧૯૧૫માં મુંબાઈમાં પૂરૂં પાડવાની શરૂઆત થઈ. આજે મુંબાઈની લગભગ અર્ધી મીલો, તેમજ બી. બી. એન્ડ સી. આઇ. અને જી. આઇ. પી. રેલવેની મુંબાઈનાં પરાંઓમાં ચાલતી ગાડીઓ આ વીજળીક બળ વડે ચાલે છે. પુના અને ઇગતપુરી સુધી કેટલીક રેલગાડીઓ વીજળીથીજ લઈ જવામાં આવે છે. મુંબાઈની ટ્રામ કંપનીને પણ વીજળીક બળ આવી રીતે પૂરૂં પાડવામાં આવે છે.

દેશને લાભ થાય તે માટે ઉંચી કેળવણી દેશના માણસોને મળે તેવી સગવડ કરવાની જરૂરીઆત પણ જમશેદજીને જણાઈ. તેથી બેંગ્લોરમાં વૈજ્ઞાનિક શોધખોળ કરવાની એક મોટી કૉલેજ કાઢવા માટે એમણે મોટી રકમ આપી દીધી. તેમજ વિદ્યાર્થીઓને પરદેશ શીખવા જવા માટે મદદ કરવા એક ફંડ ઉભું કર્યું. જેમાંથી મદદ લઈ કેટલાક જુવાનો પરદેશની કેળવણી લેવા દર વરસે જઈ શકે છે. આવી રીતે પશ્ચિમના દેશોની આર્થિક વ્યવસ્થાનું અનુકરણ કરી, ઘણાં વિઘ્નો હોવા છતાં, સરકારની મદદ વગર, એકલે હાથે જમશેદજી તાતાએ મોટા પાયાપર કારખાના ચલાવવાનો દાખલો આપણા દેશમાં બેસાડ્યો. તેથી ઘણા લોકોને આજે સારો ઉદ્યમ મળી રહ્યો છે. દેશની કાચી પેદાશો જેવી કે રૂ, લોઢું વગેરેનો દેશના લાભમાં સારો ઉપયોગ થાય છે. આવી રીતે હમવતન હિન્દની આબાદાની વધારી એમણે પોતાના કુટુંબને પણ તાર્યું.

'તાતા' શબ્દ આજે આખા હિન્દમાં ઘેરઘેર વપરાય છે. તેનું એજ કારણ. મુંબાઈની મ્યુનીસીપાલીટીના મકાનની સામે મુકવામાં આવેલું જમશેદજી તાતાનું બાવલું તેમનાં મહાન કામોની યાદ આપે છે.

## ૧૪

## મીસીસ એની બેઝન્ટ અને બાનુ પેંકહર્સ્ટ

પહેલા ભાગમાં ભગવતી મીરાંબાઈની કથામાં આપણે જોઈ લીધું કે ભલી સ્રીઓ રૂડાં જીવનથી દુનીઆભરને કેટલું બળ આપી દે છે. એવા આ જમાનાનાં બે સ્રીનેતા મીસીસ બેઝન્ટ અને બાનુ પેંકહર્સ્ટની વાત કરીએ.

આજે મહાત્મા ગાંધીજીના પત્નિ કસ્તુરબા પૃથ્વીભરના પૂજ્ય સ્રી સુધારકોના મુકુટમણિ જેવાં લેખાય છે. એમના પ્રભાવથી આજકાલ આપણા દેશમાં સ્રીઓ પોતાના હકો અને જોખમદારી મેળવવા દેશના પુરૂષોની હારોહાર કામ કરે છે. હિન્દની પ્રગતિના ઝુંબેશમાં આપણાં નાનાં મોટાં સ્રીજનો સ્થિતિભેદ ભૂલી જઈ દારૂનિષેધ, સ્વદેશી વગેરેના પ્રચારમાં જોડાઈ મર્દોની સાથે બહાદુરી બતાવી રહેલ છે. અને તે જાણીને યુરોપ અને અમેરીકામાં પણ હિન્દી સ્રીઓના પરાક્રમ અને દેશસેવાના વખાણ થઈ રહ્યાં છે.

પશ્ચિમના મુલકોમાં આજથી અર્ધીસદી ઉપર સ્ત્રીઓએ પોતા માટે સ્વતંત્રતા, સમાનતા વગેરે મરદ જાત ભોગવે છે



મીસીસ બેઝન્ટ

(મદ્રાસના પ્રેસ ફોટો બ્યુરોના સૌજન્યથી)

તેવા હકો મેળવવા ઝુંબેશ ઉપાડી. મરદો એકદમ હક આપી દે તેવા નહોતા. તેથી સ્ત્રીનેતાઓ પર ઘણી વિટંબણા પડી.

આ લડતમાં ઇંગ્લાંડમાં મીસીસ એની બેઝન્ટ અને બાનુ પેંકહર્સ્ટ અગ્રેસર હતાં.

યુરોપના છેલ્લાં યુધ્ધમાં સ્ત્રીજાતિએ પોતાનું સાચુ ખમીર જગતને બતાવ્યું. મર્દો જંગમાં ઝુઝયા અને એકમેકના માથાં લેવામાં પડયા. એમ સઘળે વિનાશવૃત્તિથી લોહીની નદીઓ વહી ત્યારે લડાઈના મેદાનમાં ઘવાયેલાની સારવાર, મરણની અણીએ પહોંચેલાને શાંતિ વગેરે સેવાકાર્ય સ્ત્રીઓએ ઉપાડી લીધાં. સ્વદેશના આવા કટોકટીના વખતે જાનને જોખમે, આ યુદ્ધસેવિકાઓએ પોતાની ફરજ એવી બજાવી, કે આખી દુનીઆમાં સ્ત્રીઓના સમાનતા વગેરે હક્કો સંબંધે પુરૂષે હવે વાંધો ઉઠાવી શકતા નથી.

સ્ત્રીજાતની સ્વતંત્રતામાં જગતની દરેક પ્રજાની સ્વાધીનતા સમાયલી છે. કોઈપણ દેશની કે પ્રજાની સ્ત્રીજનતા જે પ્રમાણમાં વિકાસ પામે તે પ્રમાણમાંજ તેની સંસ્કૃતિનાં માપ નીકળે. જે દેશમાં માતા અજ્ઞાની તે દેશના જવાનો અને વૃદ્ધો પાસેથી શું આશા રાખી શકાય? માણસજાત જેટલો સ્ત્રીજાતને હીણી ગણશે તેટલો પોતાને અને પોતાની સંસ્કૃતિને તુચ્છ બનાવશે.

બાનુ પેંકહર્સ્ટે બ્રીટનની સ્ત્રીજનતાને સ્વાધીનતાના સાહસમાં ઝંપલાવવાનું શીખવ્યું. પણ મીસીસ એની બેઝંટે તો આખી દુનીઆની સ્ત્રીઓને ઓથ આપી. એટલુંજ

નહિ પણ એમણે તો માણસજાતની જીવનઘટના અને વ્યવહારના સઘળાં સ્વરૂપોને પોતાનાં કરી દીધાં.

આપણા જમાનાના ઘણાં દિલસોજ સ્ત્રીપુરૂષો માણસ જાતની ખૂબી અને મોટાઈ ખીલી નીકળે તેવી સેવા કરવા ઈંતેજાર છે. પયગંબરોએ રાજકીય, આર્થિક, અને સામાજિક સવાલોનું નિરાકરણ ધર્મશાંતિમાં કર્યું. પણ લોકોએ એમાંથી અણધારેલા પંથપંથના બંધનોવાળા વાડાઓ બનાવી દીધા છે. આથી ધર્મને નામે યુદ્ધો, ખુનામરકી અને પાખંડોથી જગત ગુંગળાઈ ગયું છે. આ વાડાઓ તોડી જગતના બધા ધર્મોની સુંદરતા, મધુરતા, અને એકતાના સ્વરૂપનું સંગીત બધે ફેલાવવા, ઘણા સાદા અને સખી સ્ત્રીપુરૂષોએ કમર કસી છે. આમજ કાંઈ થીઑસૉફીકલ સોસાએટી નામનું મંડળ સાઠેક વરસની વાતપર અમેરિકામાં સ્થપાયું. આજે એ મંડળનું મુખ્ય ધામ મદ્રાસમાં છે, અને આખી દુનીઆમાં તેની લગભગ ચારસો શાખા છે. મીસીસ બેઝન્ટ તેના ચોવીસ વરસ થયા પ્રમુખ છે. માણસજાતમાં ભાઇચારો વધારવો, સર્વ ધર્મ તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનનો અભ્યાસ કરવો, અને કુદરતના ગેબી કાનુનોના તેમજ માણસજીવનની સિદ્ધિના સ્વરૂપોને શોધવાં વગેરે ઉચ્ચ હેતુઓ આ મંડળના મુખ્ય આદર્શો છે.

દુનીઆભરમાં તો મીસીસ એની બેઝન્ટ થીઑસૉફીકલ સોસાએટીના પ્રમુખ તરીકે જાણીતાં છે. પણ આપણા

દેશમાં તો તેઓ એક દેશોદ્ધારિણી દેવી જેવાં થઈ ગયાં છે. હિન્દી મહાસભાનાં તેઓ પ્રમુખ હતાં. જે જોરશોરથી તેઓ આગળ કામ કરી શકતાં, તેમ હવે ચોર્યાશી વરસની ઉમ્મરે ક્યાંથી થાય? પણ અત્યારસુધીની સત્ય અને સ્વતંત્રતાની ઝુંબેશોમાં એમણે બીજાં માટે આકરાં તપ ખેડી કષ્ટ વેઠ્યાં છે.

## ૧૫

## ટૉલ્સટૉય અને રસ્કીન

દુનિઆનું દમબદમ ભલું ચાહે એવાં માણસો ખુદાના યાર થઈ જાય. આપણા દેશમાં આજે મહાત્મા ગાંધીજી અને રવીન્દ્રનાથ ઠાકુર* એવા નરો છે. એવાઓને મન સ્વદેશ પરદેશના માણસોમાં ભેદ નથી હોતા. એ લોકો તો આદમજાત એકજ પ્રભુના બાળકો થઈ હળીમળીને રહે તેમાંજ માણસાઈ, એવું જગતને સમજાવી રહ્યા છે. રશીઆમાં ટૉલ્સટૉય અને ઈંગ્લાંડમાં રસ્કીન એવા કર્મવીરો છેલ્લા સૈકામાં થઈ ગયા.

બન્ને તવંગર અને ખાનદાની કુટુંબમાં જન્મેલા. બેઉના જીવનના તારમાંથી આત્માના અચુક સરોદાના નાદ હમેંશા આવ્યા કરે. તેઓ બન્ને ગરીબોના ખાસ બેલી હતા.

---

* અંગ્રેજીમાં ટાગોર શબ્દ વપરાય છે. અસલ શબ્દ ઠાકુર છે.

ટૉલ્સટૉય તો જંગેબહાદુર હતા. લડાઈના કાળાકેરમાં જોઈ લીધું કે એમાં કોઈપણ રીતે સુખશાંતિની શીતળતા અનુભવી શકાયજ નહિ. દુનીઆમાં માણસજાત એમ જંગલી જેવાં લડયાજ કરે તો માણસાઈ ખીલવા કરતાં હયવાનીઅત વધુ ને વધુ જાગે. વળી એમના વખતમાં રશીઆમાં ખેડુતો વતનદારોના વેઠીઆ બળદ પેઠે ગુલામી જીંદગી ગુજારતા. તેઓનાં જીવનમરણની દોરીની લગામ માલીકોના હાથમાં રહેતી. પોતાના શેઠ અને કુટુંબ સામે જોવાય નહિ, ચલાય નહિ, કે ઉભું પણ રહેવાય નહિ. ચોપગાં જાનવરોની પેઠેજ માલીકની સામું જવાય. આવાં જંગલી સંસારબંધારણથી ટૉલ્સટૉય અકળાઈ ગયા. તેથી ખેડુતોને સ્વતંત્ર માણસાઈના પૂરા હક્કો આપવા માટે પોતાની વતનદારી તેઓમાં વહેંચી દઈ દેશમાં ધડો બેસાડયો. પોતે પણ બીજા ખેડુતો જોડે કુટુંબ સહિત ખેડુજીંદગી ગાળવા લાગ્યા.

આખું યુરોપ આથી જાગી ઉઠયું. ધનમદવાળા તવં-ગરોમાંના કેટલાક અચંબો પામ્યા, અને કેટલાકનાં નાક બમણાં ચઢી ગયા. ટૉલ્સટૉયે લખવાનું શરૂ કર્યું. એ લેખો દ્વારા જનસમાજ ટૉલ્સટૉયના ઉદાર અને ખુદાશનાસી વિચારથી દંગ થઈ ગયો. પશ્ચિમની સંસ્કૃતિના આગેવાનોને આ પુસ્તકોએ મુંઝવી મુકયા છે.

ટૉલ્સટૉયે સમજાવ્યું કે તવંગરો ગરીબોની સંભાળ લેવા સરજાયા છે. માટે તેમણે રાજકાજ અને સમાજના ડોળદમામ બાજુએ મુકી દઈ ગરીબોની સેવા કરવી જોઈએ.

ઇંગ્લાંડમાં જોન રસ્કીન પણ એવા સાધુસંત જેવા થઈ ગયા. તેઓ પણ ટૉલ્સટૉય જેવા દયાળુ, વિદ્વાન અને કલારસજ્ઞ હતા. તેમણે જોઈ લીધું કે જન્મથી મજુર તે હુમેશને માટે મજુરજ રહે એવી સંસારવ્યવસ્થા નિર્દય અને ગેરવ્યાજબી ગણાય. ખાવાપીવાની હાયવોય હોય તો જીવનમાં મીઠાશ ક્યાંથી રહે? અને જ્યાં જીવનની મીઠાશ નહિ ત્યાં માણસના કામમાં કલારસિકતા કેમ પ્રકટે?

ટૉલ્સટૉય અને રસ્કીન આજ મહાત્મા ગાંધીજીનાં જીવનમાં સજીવન થયા છે. આજનું જગત મહાન માણસોના મહાન વિચારો અને કૃત્યોથી ચણાઈ રહ્યું છે. એ ચણતરના કરવૈયાઓમાં ટૉલ્સટૉય અને રસ્કીન જગતના ઇતિહાસમાં હુમેશ પૂજાશે.

## ૧૬

## કબીરજી

પહેલા ભાગમાં આપણે મીરાંબાઈ, તુકારામ, નરસિંહ મહેતા અને ગાંધીજી જેવા સાધુસંતોની વાતો કરી. તેમાં આપણે જાણી લીધું કે સાધુસંતો પોતાની જીવનકલા, આદર્શો અને યોગસિદ્ધિથી ઇતિહાસ ઘડી શકે છે. સાધારણ રીતે જ્યારે સાધુસંતોની વાત કરીએ ત્યારે આપણે બધાં એમ માની લઈએ છીએ કે સાધુસંતોને દુનીઆ અને

સંસાર સાથે કાંઈ લેવા દેવા હોય નહિ. આ વાત ઘણે અંશે સાચી છે. સાધુસંતો બે જાતના હોઈ શકે. એક સંસારની બહાર રહી પોતાનું સાધી લે તેવા. અને બીજા પાપી, દુઃખી, લોકોની સેવા કરી તેમના જીવન સુધારવામાં જીંદગી ગાળે તેવા. મહાત્મા ગાંધી અને રવીન્દ્રનાથ ઠાકુર આ બીજી જાતના સાધુસંત ગણાય.

લગભગ પાંચસો વરસ પહેલાં હિન્દમાં મુસલમાનોનું સામ્રાજ્ય હતું તે વખતે સાધુસંતો ભજનકીર્તનદ્વારા બધાં લોકોને એકજ પ્રભુના ધર્મની વાત સમજાવવાને મથતા. હિન્દવાસીઓના હૈયાં અને મનમાં ધર્મની વાત અને પ્રભુની ભક્તિ હમેશા સૌથી પહેલી રહે છે. તેથી આજે પણ હિન્દ ધર્મતીર્થ તરીકે પંકાઈ રહ્યો છે. દેશના ધુરંધરોની વાતોમાં આવા ભગતો અને ઉપદેશકોની સેવાઓ ગણાવી જોઈએ.

બનારસમાં ગંગાજીના ઘાટે એક ભગત આખી રાત ભજન કરતાં કરતાં પાછલે પ્હોરે

રામ ઝરૂખે બૈઠકે સબકા મુજરો લેત
જયસી જીનકી ચાકરી વયસો ઉનકો દેત

ની ધૂનમાં ને ધૂનમાં ઉંઘી ગયો. એનાં દિલમાં પ્રભુના પૂરાં દર્શન કરાવે તેવા રામાનન્દ સ્વામીજીને ચરણે ઝૂકવાના અભિલાષ હતા. પરોઢીએ સ્વામીજી નદીએ સ્નાન કરવા જતા હતા. અચાનક તેમનો પગ ભગતને

લાગી ગયો. સ્વામીજી તરત માફી માંગતા હોય તેમ રામનામ બોલી ઉઠયા. રામનામે ભગત જાગી ઉઠયો. સ્વામીજીના દર્શનથી પોતાને અમર શાંતિ મળી ગઈ હોય તેમ તેમને પગે પડયો. ગુરૂજીએ આશીર્વાદ આપ્યા. ભગતને આથી નવું જીવન પ્રકટયું. તેનો આત્મા જાગ્યો. રામનામની ફૂંક તેના હૃદયમાં અમર વ્યાપી. એ ધૂન હિન્દુમુસલમાનમાં ગજાવનાર તે સત્‌નામ કબીર સાહેબ.

કબીરજીને મન તો બધે રામ. તેથી લોકોને એમજ માનવા કહે કે દુનીઆદારીનાં દુઃખને દિલના રામજ ટાળે. તેથી ઘરમાં, વ્યવહારમાં, રાજકાજમાં ધર્મકાર્યમાં બધે જો રામનો ડંકો બજે તો સર્વત્ર સુખ અને સમાધાની વ્યાપી રહે.

લોકો પોતે માનેલો પ્રભુ એજ ખરા એમ માની એક-એક સાથે લડી પડે છે. એવી સ્થિતિ જેમ આજકાલ જગતભરમાં છે તેમ કબીરજીના વખતમાં પણ હતી. ધર્મનો મર્મ જાણનારા શાણા સંત કબીરે જોઈ લીધું કે પ્રભુ સૌના છે. હિન્દુના છે. મુસલમાનના છે. બધાનાં છે. જુદી જુદી ભાષાને લીધે દરેક કોમ ભલે ઈશ્વરને જુદાં નામોથી બોલાવે. પણ એ બધાંની પાછળ બધાં એકજ પ્રભુને પૂજે છે, અને એકજ ધર્મ જે સત્‌નો છે તેને સમજીને પાળવામાં શાંતિ માને છે.

આવી રીતે કબીર સાહેબે હિન્દુમુસલમાનનું સંગઠન કરવા એક ધર્મપન્થ શીખવ્યો. તેમાં ઈશ્વર એક છે. રામ-

નામનું ભજન બધાંને તારશે, અને માણસમાત્ર બધાં એકજ પ્રભુના છૈયાં છે એમ બોધ દીધો. વળી એમ સમજાવ્યું કે સંસારમાં "થઈ ગૃહસ્થ પાળે સન્યાસ" એવા સંયમ-નિયમથી સ્વાર્થ અને અજ્ઞાનના પડદા નજરથી દૂર થાય.

કબીર સાહેબ વણકરનો ધંધો કરતા હતા. શાળપર કામ કરતા જાય અને ગાતા જાય. લોકો ભજનમાં સામીલ થઈ સાહેબની સેવા ચાકરી કરે. એમજ કુંઈક કબીરજીના ભજનના પડધા દેશભરમાં પડયા. આજે પણ આખા હિન્દુસ્તાનમાં ઠેર ઠેર જુદી જુદી કોમો અને લોકો કબીર પન્થી છે અને આખા હિન્દમાં કબીરજીને માટે મોટું માન છે. કવિ રવિન્દ્રનાથે કબીરજીને પોતાના કરી, તેમના ભજનોની ઝૂક અંગ્રેજીમાં ઉતારીને કબીર પન્થનાં રસતત્વોને જગજાહેર કરવા પ્રયાસ કર્યો છે.

## ૧૭

## હઝરત મોહમ્મદ પયગમ્બર

માણસ જાતનું ભલું કરવા માંગે તેવા સજ્જનો તો ભલાઈનાં સ્વપ્નમાં આવે તે પ્રમાણે વર્તી દુઃખી દુનીઆને સુખી અને બહાદૂર બનાવે. હઝરત મોહમ્મદ પયગમ્બર એવા હતા. આશરે ચૌદસો વરસપર તેઓ મક્કા શહેરમાં જન્મેલા. એમના માબાપ કાબાના બગીચાના વંશપરંપરાના

વતનદાર, વાલી અને વડા હતા. હઝરત મોહુમ્મદ સાહેબ એટલા સાચા અને પ્રમાણિક હતા કે મક્કાના બધા લોકો તેમને નાનપણથીજ અમીન એટલે વિશ્વાસપાત્ર નામે બોલાવતા. દર વરસે ચાળીસ દિવસ સુધી તેઓ એક પવિત્ર પહાડ પર ધ્યાનમાં રહેતા. એવી રીતે તેમણે એકાંતમાં ચિંતન કરી ખુદાનો પયગામ ઝીલી લઈ ઈસ્લામ ધર્મની સ્થાપના કરી.

પરંતુ તે વખતના આરબ લોકો એમ કાંઈ માને તેવાં નહોતા. તેથી પયગમ્બર સાહેબને બહુ ત્રાસ આપવા માંડ્યો. અને જ્યારે તેમાં ફાવ્યા નહિ ત્યારે આરબવડીલોએ સાથે મળી હઝરત મોહુમ્મદને સમજાવ્યા કે તેઓ નવા ધર્મની વાત મૂકી દે તો તેમને જે જોઈએ તે આપવામાં આવે. પરંતુ હઝરત સાહેબ એકના બે ન થયા. તેમણે તો પરખાવી દીધું કે "જમણા હાથમાં સુરજ અને ડાબા હાથમાં ચન્દ્ર મૂકી દો, તોપણ મરતાં એ મારો પયગામ નહિ છોડું." પછી હઝરત મોહુમ્મદ મદીના ગયા. તે વરસથી મુસલમાની હીજરી સન ચાલુ થયો. મદીના જતાં રસ્તે દુશ્મનો પાછળ પડયા. ત્યારે હઝરત મોહુમ્મદ એક ભાઈબંધ સાથે એક ગુફામાં રહ્યા. દુશ્મન તો ઘણા અને આ તો બેજ. પણ મોહુમ્મદ સાહેબે પોતાના સાથીને કહી દીધું, કે અહિયાં આપણી સાથે એક ત્રીજા છે. તે ખુદા. આપણે તેમને શરણે હોવાથી તેઓ જરૂર આપણી રક્ષા કરવાના. એમજ કંઈ તેઓ દુશ્મનથી બચી ગયા.

ઈસ્લામ ધર્મના પવિત્ર ગ્રન્થને કોરાને શરીફ અથવા કોરાને મજીદ નામે ઓળખીએ છીએ. તેમાં એક ખુદા, તેના ફિરસ્તાઓ, ખુદાઈ કિતાબો, કોરાને શરીફ, પયગંબરો અને કયામત વગેરે પર ઈમાન રાખવાને ઈસ્લામીઓને ફરમાવ્યું છે. ઈસ્લામ મઝહબ પ્રમાણે ધર્મના આચરણમાં દરેક મુસલમાન દીનનો કલ્મો પઢે, પાંચ વખત નમાજ પઢે, રોજા રાખે, ઝકાતની ખેરાત કરે, અને બને તો મક્કા શરીફની હજ એટલે જાત્રા કરે. તેમજ કોઈએ પણ ઈસ્લામ ધર્મ સ્વીકાર્યો એટલે દારૂ, અનીતિ, ચોરી વગેરે વ્યસનો છોડી દેવાં જોઈએ.

મુસલમાનોએ એક ખુદાના ઈમાનના દીનને ખાતર બહુ વખત કુરબાની કરી છે. અને આજે પણ એમ કરવા તૈયાર છે. તેઓમાં જાતિભેદ નથી. પૃથ્વીના સઘળાં દેશોમાં ઈસ્લામ ધર્મનું જોમ પાણીના પૂરની પેઠે આજ સુધી ફરી વલેલું છે. એવો સરળ અને સાદો મઝહબ ફેલાવનાર હઝરત મોહમ્મદ સાહેબની બહાદુરી, સાદી જીંદગી, અને ખુદાઈ ઈમાન માટે કોણ વખાણ ન કરે ?

## ૧૮

## શ્રીકૃષ્ણ ભગવાન

એક દિવસે જમનાને કાંઠે બાળકો દડો રમતાં હતાં. દડો નદીમાં પડ્યો. એટલે એક ન્હાનો બહાદુરીઓ ઉછળ્યો

ને પડયો જળમાં. દડો બહાર કાઢી લીધો, પણ નદીમાં એક જબરો નાગ તેણે જોયો. યાદ આવ્યું કે એ કાળીઆ નાગની બ્હીકને લીધે ગામના લોકને નદીએ પાણી ભરવાને બહુ ત્રાસ થતો હતો. તેથી પેલા નટવરે પોતાની પતરંગ વાંસળી બજાવવા માંડી. એટલે નાગે તો ફેણથી ડોલન કરવા માંડયું. તરત ચાલાકીથી નટવરે તેને પકડીને મારી નાંખ્યો. આ વાત સાંભળી ત્યારે ગામલોકના આનંદનો પાર રહ્યો નહિ. બધાંને આવા નાના લાડકવાયા પર હેત આવ્યું. તેથી તેને વિજયમાળા પહેરાવી.

આ બાળકનું નામ બાળકૃષ્ણ. મોટા થયો ત્યારે મહાભારતની લડાઈમાં અર્જુનનો રથ હાંકી પાંડવોને જીતાડયા તેની વાત હવે પછી કરીશું.

બાળકૃષ્ણે દરરોજ વાંસળીની મોહીનીથી ગોકુળ-વૃંદાવનનાં લોકોના મન જીતી લીધાં. બાળક ગાયો ચારે, જંગલવાડીમાં ફરે અને દુધદહીં પીએ. વળી બધાંના કામ પણ કરી દે.

તે વખતે મથુરામાં કંસ રાજા રાજ કરતો હતો. તે બહુ દુષ્ટ અને જુલ્મી હતો. બાળકૃષ્ણ તેનો ભાણેજ થાય, અને કંસે એનાં માબાપને કેદમાં નાખ્યાં હતાં. આ વાતની ખબર બાળકૃષ્ણને પડી ત્યારે ગામના જવાનોને સાથે લઈ કંસમામાના દરબારમાં પહોંચ્યો. મામાને હરાવ્યો અને માબાપને કેદમાંથી છોડાવ્યાં.

પછી કૃષ્ણજી સંદીપની ઋષિને ત્યાં ભણવા ગયા. ત્યાં પોતાના બાળસખા સુદામાજીને મળ્યા. ભણીને શ્રીકૃષ્ણ મથુરા ગયા. ત્યાંથી આપણા ગુજરાતમાં આવી દ્વારિકાનગરી બાંધી. બહુ વર્ષોસુધી દ્વારિકામાં રહી જીવનના ઉંડાં રહસ્યો પર વિચાર બાંધ્યા.

પછી જ્યારે પાંડવો અને કૌરવો વચ્ચે લડાઈ ચાલી ત્યારે વૃદ્ધવયના શ્રીકૃષ્ણે કુરૂક્ષેત્રના મેદાનમાં અર્જુનને સહાય્ય કરી પાંડવપક્ષને જીતાડયો.

શ્રીકૃષ્ણને લોકો ઈશ્વરના અવતાર માની પુજે છે—કોઈ બાળકૃષ્ણને તો કોઈ ગીતાના પાઠ શીખવનાર પાર્થસારથીને.

## ૧૯

## અર્જુન બાણાવળી

હિન્દની રાજધાની હાલ દિલ્હી છે. દિલ્હીની નજીકમાં ચારપાંચ હજાર વર્ષપર હસ્તિનાપુર હતું. તે વખતે ત્યાં ક્ષત્રી રાજાઓ રાજ કર્તા હતા. રાજાને ત્યાં બે દીકરા હતા. વડાનું નામ કુરૂ અને નાનાનું નામ પાંડુ. કુરૂને ત્યાં સો રાજપુત્રો અને પાંડુને ઘેર પાંચજ. કુરૂના છોકરા કૌરવોમાં વડો દુર્યોધન. અને પાંડુના છોકરા પાંડવોમાં યુધિષ્ઠિર વડા. અર્જુન પાંડવોમાં ત્રીજો.

હવે કુરૂ આંખે અપંગ હોવાથી પાંડુ ગાદીએ આવ્યો. પાંડુના સ્વર્ગવાસ પછી કૌરવોએ પાંડવો પાસેથી રાજ્ય માંગ્યું અને જો રાજ ન આપે તો લડાઈ કરવાની ઇન્તેજારી બતાવી. છેવટે તે જમાનાની રીત પ્રમાણે લડાઈ અને ખુનામરકી કરવા કરતાં પાંડવ કૌરવો જુગટું રમ્યા. જે હારે તેનું રાજ જાય. એમાં કૌરવોએ છળકપટ કર્યો. તેથી પાંડવો હારી ગયા. વધુ જુગટું રમી પાંડવોએ છેવટે તેર વરસ સુધી કાળો વનવાસ લીધો.

રાજકુંવર હતા ત્યારે પાંડવો અને કૌરવો ગુરૂજી દ્રોણાચાર્યને ચરણે અસ્ત્રશસ્ત્ર વિદ્યા ભણ્યા. એમાં અર્જુન અતિ અપૂર્વ બાણાવળી નીવડ્યા. એકવાર ગુરૂજીએ શિષ્યોની પરીક્ષા લીધી. બધાને ધનુષે બાણ ચઢાવી એક પછી એક ઝાડપરનાં પક્ષીની આંખ વેધવા કહ્યું. પણ જ્યારે ગુરૂજી હુકમ આપે ત્યારેજ બાણ છોડાય. એમ એક પછી એક રાજપુત્રો આવતા જાય અને ગુરૂ નિરાશ થઈ બધાને પાછા વારે. છેલ્લે અર્જુન આવ્યો. બાણ ખેંચ્યું. ગુરૂ ચેલા વચ્ચે સવાલ જવાબ થયા. "ઝાડ દેખાય છે?" "નાજી." "પાંતરા દેખાય છે?" "નાજી." "પક્ષી દેખાય છે?" "નાજી." "ચાંચ દેખાય છે'" "નાજી". "ત્યારે શું દેખાય છે?" "આંખ." હરખેલા ગુરૂજીએ કહી દીધું, "છોડ ત્યારે." બાણ છુટયું. આંખ વિંધાઈ. અર્જુન જીત્યો. અને એવીજ જીતો બાણાવળી થઈને હમેશા મેળવતો રહ્યો. આનું કારણ

એટલુંજ કે જ્યારે બીજા બધાંના ચિત્ત જુદી જુદી વાતોપર રહે ત્યારે અર્જુન એકજ નજરે ધારેલી વસ્તુ જોયા કરે. એમ એકજ વાત કે વસ્તુપર ચિત્ત ચોંટાડવાની શક્તિને એકાગ્રતા કહીએ છીએ. એકાગ્રતા વગર મોટાં કામો થાય નહિ. એના વગર માણસજાત પદાર્થવિજ્ઞાન કે આત્મવિજ્ઞાન વગેરેથી જીવનપર અંકુશ મેળવી શકે નહિ.

તેર વરસ સુધી પાંડવોએ વનવાસ ભોગવ્યો. પછી ક્ષત્રી ધર્મ પ્રમાણે કૌરવો પાસે પોતાનો રાજભાગ માંગ્યો. પણ દુર્યોધને સોયની અણી રહે તેટલી જમીન આપવાની પણ ના પાડી. એટલે પાંડવો માટે યુદ્ધ સિવાય બીજું કાંઈ રહ્યું નહિ.

કૌરવો અને પાંડવો બન્ને શ્રીકૃષ્ણને પોતાના માને. માટે બન્ને પક્ષે તેમની કૃપા અને મદદ માંગી. મદદ માટે કૌરવો તરફથી દુર્યોધન અને પાંડવો તરફથી અર્જુન શ્રીકૃષ્ણને ઘેર ગયા. તે વખતે તેઓ આરામમાં હતા. પોતાને પહેલો સાંભળી લે એમ માની દુર્યોધન વડીલના માથા નજીક બેસી ગયો. અર્જુન તો કૃષ્ણભક્ત રહ્યો એટલે ગુરૂચરણે બેઠો. શ્રીકૃષ્ણ જાગ્યા ત્યારે તેમની નજર પગ પાસે બેઠેલા અર્જુન પર પહેલી પડી. પછી દુર્યોધનને જોયો. બન્નેએ મદદ માંગી. યુદ્ધની વિરૂદ્ધ હોવા છતાં, બેઉ પક્ષોને સહાય આપવાનો ધર્મ સ્વીકાર્યો. એક પક્ષને તેમની યાદવસેના મળે અને બીજા પાસે પોતે નિઃશસ્ત્ર રહે એવો ઠરાવ કર્યો. અર્જુન પર પહેલી નજર

પડેલી હોવાથી તેને પ્રથમ માંગવાનો હક આપ્યો. અર્જુને નિઃશસ્ત્ર શ્રીકૃષ્ણને પોતાના પક્ષમાં કબુલ કર્યા.

લડાઈ જાગી. બન્ને પક્ષો તરફથી રાજા મહારાજાઓ સેના સાથે આવ્યા. રાજનાં નિમક ખાધેલાં તેથી ભીષ્મ-પીતામહ અને દ્રોણાચાર્ય જેવા વડીલોને કૌરવો તરફથી લડવું પડયું. શ્રીકૃષ્ણ અર્જુનના રથના સારથી થયા.

સામસામાં લશ્કરો ઉભા રહ્યાં હતાં તે જોઈ અર્જુનની આંખે હૃદયનાં આંસુ ભરાઈ આવ્યાં. રાજ માટે પોતાના વડવાઓ, ભાઈભાંડુ અને સંબંધીઓ સાથે લડવું તેને મન પાપ લાગ્યું. તેથી તેણે હથીયાર છોડી દીધાં. શ્રીકૃષ્ણે તેને પોતાનો ક્ષત્રી ધર્મ પાળવાને સમજાવ્યું. એ સમજણ ભગવદ્ગીતામાં વિસ્તારીને આપી છે.

ગીતાજીનું રહસ્ય સમજેલો બાણાવળી અર્જુન બમણા જોરે યુદ્ધમાં ઝૂઝયો અને શ્રીકૃષ્ણ જેવા સારથીના માર્ગ દર્શનથી અંતે જીત્યો. ગીતાજીમાં છેલ્લા શ્લોકમાં કહ્યું છે કેઃ—જ્યાં યોગેશ્વર કૃષ્ણ અને ધનુર્ધર અર્જુન હોય ત્યાં તો લક્ષ્મી, વિજય, ભોગવૈભવ અને અચલ ધર્મનીતિજ સદા હોય.

---

# ગેટવે ઑફ ઇન્ડીઆ ઇતિહાસમાળા

ચાલુ પદ્ધતિના ઇતિહાસના પુસ્તકો કરતાં આ ઇતિહાસ-માળામાં ઇતિહાસની વ્યાખ્યા બહોળી રાખવામાં આવી છે. કોઈ પણ દેશનો ઈતિહાસ એટલે તે દેશના લોકોના જીવનની, મનોરથોની તથા આદર્શોની કથા એ મુદ્દો બાળકોને સમજાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. વળી બાળકોને રસ પડે તેટલા માટે વર્તમાનકાળની વાતોથી શરૂઆત કરી તેના સંબંધે ભૂતકાળના બનાવો સમજાવ્યા છે. આ વિષે વધુ વિગત પ્રસ્તાવનામાં આપી છે.

| | |
|---|---|
| પુસ્તક પહેલું. | ઇતિહાસની વાતો—ભાગ પહેલો. |
| પુસ્તક બીજું. | ઇતિહાસની વાતો—ભાગ બીજો. |
| પુસ્તક ત્રીજું. | ઇતિહાસની વાતો—ભાગ ત્રીજો. |

બાકીના પુસ્તકો હવે પછી બહાર પડશે.

## મરાઠી આવૃત્તિ

આ ઇતિહાસમાળાની મરાઠી આવૃત્તિ પણ બહાર પડશે. ઉપર જણાવેલા ત્રણ પુસ્તકોની મરાઠી આવૃત્તિ રા. દિનકર વિનાયક કાળે, એમ. એ. ને હાથે લખાઈ બહાર પડી ચુકી છે.

લૉંગમેન્સ ગ્રીન એન્ડ કંપની લીમીટેડ.